૩૭૬૯

# હોમિયોપાથીક ચિકિત્સાસાર.

## ભાગ ૧ લો.

રચનાર

કૃષ્ણરાવ બાબુરાવ મુલેસ, એમ. ડી.



મુંબઈ:
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.

૧૮૮૯.

કિંમત ૭ આના.

# HOMŒOPATHIC CHIKITCHASAR

## PART I.

BY

**KRISHNARAO B. BULLEL M. D.**

HOMŒOPATHIC PHYSICIAN,

EYE AND EAR SURGEON.



BOMBAY.

PRINTED AT THE "GUJARATI" PRINTING PRESS.

1889

**PRICE SIX ANNAS.**

૩૮૫૪

# હોમિઓપાથીક ચિકિત્સાસાર.

## ભાગ ૧ લો.

રચનાર

કૃષ્ણરાવ બાબુરાવ બુલેલ, એમ. ડી.



મુંબઈ:
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.

૧૮૮૯.

કિંમત ૭ આના.

# પ્રસ્તાવના.

"પેહેલું સુખ તે જાતે નર્યાં" આ કહેવત માણુસના મોટા અનુભવથી ઉત્પન્ન થઇ છે. રતછત, રાજરચીલું, લુગડાં, લત્તાં, ઘરેણાં ગાંઠાંઓ, કુટુંબ કબીલાનું સર્વ સુખ શરીરની સુખાકારી આગળ તુચ્છ મનાયલું છે. એ શરીરની સુખાકારી જાળવવાને બે વાત ઉપર લક્ષ રહે છે, એક રોગ લાગુ ન પડે તેને માટે સાવચેતી રાખીને વર્તવું અને બીજું રોગમાં ફસી પડયા તો તેને દુર કરવા સારૂ યોજના કરવી. તેમાંની પેહેલી વાત ગમે તેટલી સાવચેતી રાખવા છતાં એ રોગના ભોગ ન થવાની વાત માણુસના હાથમાં નથીજ. માટે થએલો રોગ દુર કરવાના સાધનોની જરૂર છે. અને તે સાધનો આપણા વૈદ વર્ગ પાસે ભરપૂર છે પણ સર્વ ઠામે અને સઘળેજ વખતે વૈદ તરત મળી આવતા નથી. તેથી વૈદક સંબંધી થોડી ઘણી સલાહ મળે એવાં પુસ્તકો અને થોડાં ઓશડીઆં રાખવાનો રીવાજ પડેલો છે.

એવી સલાહ મળે એવાં પુસ્તકો હિંદુ અને પારશી વૈદોથી બહાર પડયાં છે. પણ તે કિંમતમાં મોઘાં હોવાથી સાધારણ સ્થિતીવાળાઓને ખરીદ કરવાં મુશ્કેલ થઇ પડયાં છે

આ દેશમાં હાલમાં દેશી, યુનાની, ઇંગ્રેજી, અને હોમિઓપાથી એવી ચાર રીતથી ઓશડોનો ઉપયોગ થાય છે. તેમાંથી છેલ્લી રીત હાલમાંજ લોકોમાં ચાલવા લાગી

છે. એ રીતનાં ઓશડો પ્રમાણમાં બહુજ ઓછાં ખાવાનાં અને સ્વાદે પાણી જેવાંજ હોવાથી દરેક માણસને ખાવાં સહેલાં છે. અને તે ત્રણ દિવસનાં બચ્ચાં સુદ્ધાંને આપી શકાય એવાં છતાં તેથી કશો અવગુણ થવાની ધાસ્તી નથી. તેથી હાલમાં યુરોપના અને અમેરિકાના સુધરેલા દેશોમાં એ રીતનાં ઓસડો બીજાં બધાં ઓસડો કરતાં વધારે ફાયદાકારક માલમ પડયાં છે. તેજ રીતથી આપણા દેશી ભાઈઓ ઓસડ ઉપચાર કરીને પોતાની શરીર શકતીનું રક્ષણ કરી શકે એવા હેતુથી આ નાનું પુસ્તક છેકજ અલ્પ મૂલ્યથી બહાર પાડયું છે. તેનો ઉપયોગ ઘણા લોકો કરીને પોતાની તનદુરસ્તીનું રક્ષણ કરી સુખી થાય એજ અમારૂં પરમ કૃપાળુ પરમેશ્વર પાસે માગવું છે તે તે મહા પ્રભુ સફળ કરો.

મુંબઇ, કાળબાદેવી રોડ.<br>તા. ૧૫મી જુન ૧૮૮૯. } **કૃષ્ણરાવ. બી. બુલેલ.**



# અનુક્રમણિકા.

# હોમિયોપાથિક ચિકિત્સાસાર.

## ભાગ ૧ લો.

### ઉપોદ્ઘાત.
### INTRODUCTION.

મનુષ્ય દેહની પ્રાપ્તિ એ ઇશ્વરની એક અત્યુતમ બક્ષીશ છે. અને તનદુરસ્તી એ એક તેની સાથેની ઇશ્વરી કૃપા છે. તનદુરસ્તીનો ભંગ થયો હોય. તો તે સારી કરવી, તથા આયુષ્ય મર્યાદા સુધી તનદુરસ્ત રહેવા માટે સતત પ્રયત્ન કરવો, એ માણસ માત્રની ફરજ છે. આરોગ્ય શાસ્ત્રના નિયમો પ્રમાણે ચાલવાથી તનદુરસ્તીનો ભંગ થવાનો સંભવ થોડો છે. છતાં કોઇ વખત તનદુરસ્તીનો ભંગ થયો હોય તો ઔષધોપચારથી તનદુરસ્તીના ભંગ કરનાર કારણોને મટાડી પાછું તનદુરસ્ત થવું, એ મનુષ્ય માત્રની ફરજ છે. રોગ નિવૃત્તિ કરવાની શકિત-ઔષધીમાં રહી છે. માટે ઔષધોપચાર કરવાની જરૂર છે. સ્વાભાવિક રીતે રોગવાળા માણસનો વિચાર જે ઉપાયથી રોગ જલદી મટે તે તરફ ખેંચાય છે. ઇંગ્રેજી, દેશી, યુનાની અને હોમિઓપાથિક એ ચાર પ્ર

કારની દવાઓ હાલ અહીં વપરાસમાં છે. તે સર્વે વિશે સાધારણ માહિતી ભણેલા લોકોમાં હોવી જોઇએ. પેહેલી ત્રણ જાતની દવા વિશે થોડી ઘણી માહિતી આપને હશે પણ હોમિઓપાથિ વિશે ઘણીજ થોડી અથવા નથી, એમ કહીએ તો ચાલે. માટે Homeopathy હોમિઓપાથિ વિશેની સાધારણ માહિતી આપની આગળ મૂકવાની રજા લઉં છું.

**હોમિઓપાથિ**–એક જાુદુંજ વૈદકશાસ્ત્ર છે. એવી સમજ સાધારણ રીતે ઘણા ખરા લોકોમાં જોવામાં આવે છે. પણ એમ સમજવું કેવલ ભૂલ ભરેલું છે, કારણ હોમિઓપાથિ કાંઈ જાુદું વૈદકશાસ્ત્ર નથી, પણ વૈદકશાસ્ત્રનો Therapeutic ચિકિત્સા નામનો જે એક ભાગ છે તેનો પ્રકાર છે. હોમિઓપાથિ એ શબ્દ ગ્રિક ભાષામાંથી નિકળેલો છે અને તેનો અર્થ લક્ષણોનું અથવા સ્થિતિનું સરખાપણું એવો થાય છે. માટેજ હોમિઓપાથિની રીત પ્રમાણે દરદીને એવી દવા આપવામાં આવે છે કે, જે દવા તનદુરસ્ત માણસને મોટા પ્રમાણમાં આપવામાં આવે તો દરદીમાં દેખાતાં ઘણાંખરાં લક્ષણો તેને થાય. ઉદાહરણઃ–તાવવાળા દરદીને તાવ લાવનારી દવા. મરડો થયો હોય તેને મરડો પેદા કરનારી દવા. ઉલટી થતી હોય તેને ઉલટી લાવનારી દવા. અને માથું દુખતું હોય તેને માથું દુખવા લાવનારી દવા આપવામાં આવે. અર્થાત્ જે દરદ થયું હોય તે દરદ ઉત્પન્ન કરનારી દવા આપી દરદનો નાશ કરવો, તેનું નામ હોમિઓપાથિ.

વધારે સ્પષ્ટીકરણ માટે ધારો કે એક દરદી આવી

ને એમ કહે કે, મને થોડા દિવસ થયાં પેટમાં ચૂંક આવીને ઝાડો થાય છે. આખો દિવસ ઉલટી આવ્યા જેવું થાય છે પણ ઉલટી આવતી નથી. માથું ભારે રહે છે. ખાવાનું ભાવતું નથી. અને ખાધા પછી ઉલટી થાય છે. એવા દરદીની હોમિઓપાથે પ્રમાણે દવા Ipecac ઈપીકેક છે. કારણ એ દવા તનદુરસ્ત માણસને મોટા પ્રમાણમાં આપવામાં આવે તો દરદીએ કહ્યા પ્રમાણે લક્ષણો થાય. એ ઉપરથી હોમિઓપાથિના શોધ કરનારે તેને હોમિયોપાથિ એવું નામ આપ્યું. અને તેને માટે સરખાથી સરખા રોગોની ચિકિત્સા કરો.–Similia similibus curanter or let likes be treated by likes. એવો કાયદો બાંધ્યો.

હવે એ હોમિઓપાથિ ક્યારે અને કોણે શોધી કાઢી તે માટે થોડું કહેવાની જરૂર છે.–લગભગ સો વર્ષ પેહેલાં હોમિઓપાથિનો શોધ જગપ્રસિદ્ધ વિદ્વાન ડાકતર "સામ્યુએલ હાનીમાને" કર્યો. અને રોગો મટાડવા માટે તે રીત પ્રમાણે દવા આપવાનું શરૂ કર્યું. પણ હોમિઓપાથિનો જન્મ તેનાથીજ થયો એમ નથી. કારણ યુરોપખંડના વૈદકનો મૂળ પુરૂષ હિપાક્રીટીસે પણ પોતે બનાવેલી કિતાબોમાં તેને વિશે સહેજ સાજ ઇસારો કરેલોછે. અને તેના પછી થયેલા બીજા વિદ્વાન ડાકતરો પણ પોતે બનાવેલી ચોપડીઓમાં એ વિશે સહેજ સાજ લખી ગયેલા છે. સંસ્કૃતનાં પણ मदात्यये मद्यपानं अतिसारे विरेचनम् ॥ એ પ્રકારનાં વાક્યો મળી આવે છે. તેથી હિંદુ પ્રાચીન વૈદો એવું કાંઇ સમજતા હોય

એમ માનવાને કારણ છે. ડાકતર હાનીમાનના વખત સુધી કોઇ પણ વિદ્વાન ડાકતરે તેનો પૂરતો તપાસ કર્યો નહીં. તેમજ હોમિઓપાથિની રીતપ્રમાણે દવા આપવાથી રોગ નાશ થાય છે. એવું પ્રસિદ્ધપણે લોકો આગળ મુક્યું ન હોતું.ડાકતર હાનીમાન હોમિઓપાથિને અજવાળામાં લઇ આવ્યો અને રોગ નિવૃત્તિ કરવાની જે કળા તેને માટે તેણે કાયદો બાંધ્યો. Similia similibus curauter જેનો અર્થ ઉપર કહેલો છે. શરૂ વાતમાં હોમિઓપાથિને માનનારા ઘણાજ થોડા ડાકતરો હતા. પણ હાલ એ સર્વ જગતમાં ફેલાયલી છે. તેમાં મૂખ્યત્વે કરી અમેરિકામાં એનો ઘણોજ ફેલાવો થયો છે. અને સરકાર તરફથી પણ સારો આશ્રય મળ્યો છે. આપણા હિંદુસ્તાન દેશમાં કલકત્તા શેહેરમાં ઘણા વરસોથી તે ચાલુ છે. અને આજ ત્યાંના લોકો તેને ઘણીજ પસંદ કરે છે. આપણા મુંબઇ શેહેરમાં એનો રફતે રફતે ફેલાવ થાય છે.

હવે કદાચ કોઇ એમ કહે કે, હોમિઓપાથિ તો એક ઢોંગ છે. અને ડાકતર હાનીમાને તે પોતાના મગજમાંથી કાઢી છે, એમ નથી. પણ તેણે હરએક દવા પોતાના તથા પોતાના સ્નેહીઓ ઉપર એક પછી એક અજમાવીને તેથી થતાં લક્ષણોની નોંધ કરી તે પછી જ્યારે કોઇ દરદી આવે ત્યારે તેને થતાં ઘણાં ખરાં લક્ષણો જે દવા સાથે મળતાં આવતાં તે દવા દરદીને આપવામાં આવતી. ઘણાં વરસો સુધી એ પ્રમાણે અનુભવ લઇ પોતાની ખાતરી થયા પછી તેને હોમિઓપાથી જગ જાહેર કરી.

આ પ્રમાણે મજબૂત પાયા ઉપર ચાલુ કરેલી હોમિઓપાથી ઉપર ઘણી ધાડો આવી. અને હજી પણ આવ્યા કરેછે તોપણ તે દીનપર દીન વધતીજ જાયછે. એટલીજ વાત તેની અંદર કાંઇ પણ ગુણ છે એમ સાબીત કરી આપે છે.

**એક વખતે એકજ દવા**—એ રીત પ્રમાણે દરદીને દર વખતે એકજ દવા આપવામાં આવે છે. દેશી, યુનાની તથા ઇંગ્રેજી દવાઓ જેમ એક વખતે બે ચાર ભેળી કરીને આપવામાં આવે છે, તેમ આ દવા અપાતી નથી. એક વખતે બે ચાર દવાઓ ભેળી કરીને આપવાથી કઇ દવાથી ગુણ થયો? એમ કહેવું એ કેવળ અનુમાન ઉપર રાખવું પડે છે. ખાતરીથી કહી શકાતું નથી. હરેક દવાના ગુણ ધર્મ જૂદા જૂદા હોય છે. ત્યારે બે ચાર દવાઓ સાથે આપવાથી એક એકનું કાર્ય વિરૂદ્ધ થાય તો કઇ દવાથી સારૂં થયું. એ કહેવું મુશકીલ છે. તેમજ ધારો કે સારૂં ન થયું તો કઇ દવા બદલવી અથવા કઇ દવા કાઢી નાંખવી અને તેના બદલામાં બીજી કઇ ઉમેરવી એ તમામનો ગુંચવાડો થઇ પડે છે. વિદ્વાન ડાક્તર "પારીસ" એમ લખી ગયો છે કે "એક વખત એક ગામડાના રેહેવાશી ડાક્તર સાથે દવા સંબંધી વાતચિત કરતાં તેણે એમ કહ્યું કે હું દરદીને જે દવા આપું છું. તેનું પ્રમાણ તથા સંખ્યા દરદીના દરદની પરીક્ષાના પ્રમાણમાં વધારૂં છું. સ્પષ્ટિકરણ માટે વળી તેણે એમ પણ કહ્યું કે હું પાંચ પચીશ બાર સામટા કરૂં છું. તેમાંથી એક પણ લાગે નહીં એમ થાયજ નહીં. ડાક્તર પારીસ વળી

વધુ એમ પણ કહે છે કે એવા ડાક્તરના હાથમાં આવે-લો રોગી ચીનાઓના માંદરીન કરતાં જુજ વધારે ભાગ્ય શાળી ગણવો. ચીનાઓનો માંદરીન માંદો પડે છે ત્યારે દશ બાર વૈદ્યોને ભેગા કરી, તે પ્રત્યેકે આપેલી જૂદી જૂદી દવાઓ ભેળી કરી પીએ છે.” હોમિયોપાથિમાં એક વખતે એકજ દવા આપવી પડે છે. તેથી તે દવાની શરીર ઉપર શું અસર થાય છે. તે સમજવું ઘણું સે-હેલું પડે છે. અને તે દવાથી સારૂં થાય છે કે નહીં તે પણ સેહેલાઇથી જણાઇ આવે છે.

**થોડું પ્રમાણ**-હોમિઓપાથિક દવા તો પાણી છે અથવા સાકરની ગોળીઓ છે. એટલે તે એવા થોડા પ્રમાણમાં આપવામાં આવે છે કે તેનો સ્વાદ પ્રવાહી હોય તો પાણી જેવો લાગે છે અને ફાકી અથવા ગોળી હોય તો સાકર જેવો લાગે છે તેથી લોકોમાં એવી સમજ ફેલાયલી છે. ઘણા થોડા પ્રમાણમાં દવા આપવી એનું નામ કાંઇ હોમિઓપાથિ નથી. પણ આગળ કહ્યું છે કે હોમિઓપાથિક રીત પ્રમાણે તાવવાળા દરદીને તાવ લાવનારી દવા આપવી જોઇએ. ઝાડો થતો હોય તેને ઝાડો લાવનારીદવા આપવી જોઇએ. એ ઉપરથી સો કોઈના ધ્યાનમાં આવશે કે જો એવી દવા મોટા પ્રમાણમાં આપવામાં આવે તો દરદીને થતી પીડામાં તુરત તો વધારો થાય. એટલાજ સારૂ દવાનું પ્રમાણ ઘણુંજ થોડું આપવાની જરૂરછે. ડાક્તર હાનીમાન શરૂવાતમાં દવા-નું પ્રમાણ વધારે આપતો હતો. પણ જેમ તેનો અનુભવ વધતો ગયો તેમ દવાનું પ્રમાણ થોડું આપવું જોઈએ

એવી તેની ખાત્રી થતી ગઇ. આખરે તેણે દવાનું પ્રમાણ એટલું ઘટાડયું કે એક વખતે એક ગ્રેનનો એક કોટીમો ભાગ અથવા તેથી પણ ઓછી દવા આપવી બસ છે એવું ઠરાવ્યું. તેમજ થોડા પ્રમાણમાં એક દવા થોડે થોડે અંતરે આપવામાં આવે તો જલદીથી દવા અસર કરે છે. એમ પણ તેણે અનુભવથી સિદ્ધ કર્યું. હાલ જે વિદ્વાન હોમિઓપાથિક ડાક્તરો છે. તેમનો અનુભવ પણ ડાકતર હાનીમાનના જેવોજ છે. બીજા ડાક્તરો જે હોમિઓપાથિક દવા વાપરતા નથી તેઓ એ દવા પાણી છે, સાકર છે, એમ કહીને હસી કાઢે છે. તેમના બોલવા ઉપર કેટલું વજન આપવું એ તમારૂં કામ છે. તે વિશે હું અહીં કાંઇ પણ કહેવા માગતો નથી.

થોડા પ્રમાણમાં આપેલી દવા વધારે ગુણ કરે છે. એટલાજ માટે હોમિઓપાથિક દવા વાપરનાર ડાક્તરોએ તે થોડાજ પ્રમાણમાં આપવી જોઇએ એવું કાંઈ નથી. દરેકના જાતિ અનુભવ પ્રમાણે ઘણા અથવા થોડા પ્રમાણમાં દવા આપવાની તેને છુટ છે. સૂક્ષ્મ પ્રમાણમાં દવા આપવાથી ફાયદો થાય છે. તેનાં ત્રણ કારણો છે. (૧ લું) રોગ થએલા શરીરના અવયવોની વૃદ્ધિંગત પામેલી ગ્રહણ શક્તિને દવાનું સૂક્ષ્મ પ્રમાણ બરાબર લાગુ પડે છે અને જે જે ક્રિયાઓને મદદ થવી જોઇએ તેને મદદ કરે છે. (૨ જું) હોમિઓપાથિક દવાઓ જે ભાગને રોગ થયો હોય તેજ ઉપર લાગુ પડે છે. શરીરના બીજા સારા ભાગ ઉપર તે દવાને અસર કરવી પડતી નથી. For Instance (Allopathy and BrainFever)

(૩ જું) એક વખતે એકજ દવા આપવામાં આવે છે. તેથી બીજી દવાઓ સાથે તેને મારામારી કરવી પડતી નથી. જે ડાક્તરો એક વખતે એક કરતાં વધારે દવાઓ આપે છે. તેમનાથી એક દવા સૂક્ષ્મ પ્રમાણમાં કેટલું કામ કરી શકે છે તેનો ખ્યાલ થશે નહીં.

**હોમિયોપાથિ અનુભવથી ઉલટી છે**–હોમિઓપાથિક ડાક્તરોએ સૂક્ષ્મ પ્રમાણમાં દવા આપી. તેથી થયેલાં સારાં પરિણામો અનુભવથી ઉલટાં છે. એમ કેટલાક ડાક્તરો કહે છે. પણ ખરી વાત એમ નથી. ડાક્તર હાનીમાનની પેહેલાં કોઇ પણ ડાક્તરોએ દવાના ગુણ ધર્મ તનદુરસ્ત માણસ ઉપર અજમાવી સિદ્ધ કર્યા ન હોતા. છતાં કોઇપણ ડાક્તર એમ કહે કે હોમિઓપાથિક દવાથી દરદી સારા થાય. એ માનવા જેવું નથી. એ પ્રમાણે હરકોઇનું પણ બોલવું ગામડાના લોકોના જેવું છે. ગામડાના લોકો જેઓએ આગગાડી જોઇ અથવા તે વિશે સાંભળ્યું નથી. તેઓની આગળ કોઈ વાત કરે કે બળદ વિના ગાડી ચાલે છે. તેમજ મુંબઇમાં તેલ વિના દીવા બળે છે. તો તે લોકો કદી પણ માનવાના નથી. હોમિઓપાથિ વિશે પણ એમજ છે. જે ડાક્તરોએ તેમજ વિદ્વાન લોકોએ એનો પૂરતો અભ્યાસ કર્યો નથી, તેમના માનવામાં કોઇ દિવસ પણ આવશે નહીં કે હોમિઓપાથિ સાચી છે. પૂરતો અનુભવ કર્યા વિના કોઈ પણ વાત ધિક્કારી કાઢવી એ સારા માણસનું લક્ષણ નથી.

**હોમિઓપાથિક દવા વિશ્વાસથી લાગુ પડે**

છે—કોઇ એમ કહે કે હોમિઓપાથિક દવાથી સારૂં થાય છે. તે કેવળ વિશ્વાસનું કારણ છે. દવામાં કાંઇ પણ છે નહીં. અજ્ઞાન બચ્ચાંઓ તથા બેશુદ્ધ માણસો હોમિઓપાથિક દવાથી ઘણાં સારાં થયાંછે અને થાય છે. એમાં કયું વિશ્વાસનું કારણ છે. બીજું જાનવરો પણ હોમિઓપાથિક દવાથી સારા થાય છે. તે શું વિશ્વાસથી સારાં થાય છે. એ બે ઉદાહરણો ઉપરથીજ વાંચનારાઓની ખાત્રી થશે કે હોમિઓપાથિક દવાથીજ સારાં થાય છે. કેવળ વિશ્વાસથી સારાં થતાં નથી.

ઘણી વખતે એમ પણ બને છે કે કેટલાએક લોકોનો હોમિઓપાથિ ઉપર વિશ્વાસ ન હોય. પણ તેઓ દરદને લીધે કેટલીક વખતે હોમિઓપાથિક દવા લે છે. અને તેમને સારૂં થાય છે. તે પછી હોમિઓપાથિક દવા ઉપર તેમનો ઘણોજ વિશ્વાસ બેસે છે.

**હોમિઓપાથિક દવાથી નહીં પણ પરહેજીથી સારાં થાયછે**—વળી કેટલાએક એમ પણ કહે છે કે હોમિઓપાથિક દવાથી સારૂં થાય છે, એમ નથી; પણ કેવળ ખાવા પીવાની પરહેજી રાખવાથી સારૂં થાય છે. મારા ચાર પાંચ વરસના જાતિ અનુભવથી કહું છું કે બે ત્રણખાવામાં આવતી નિરૂપયોગી જણસો સિવાય હું મારા દરદીને કોઇ પણ જાતની પરહેજી રાખવાનું કહેતો નથી. તેમ છતાં મારા દરદીઓ સારા થાય છે. બીજા હોમિઓપાથિક વિદ્વાન ડાકતરોનો પણ એજ અનુભવ છે. ધરમના દવાખાનામાં ગરીબ દરદીઓ જેઓ પરહેજીમાં ઘણું થોડુંજ સમજે છે. તેમજ ડાકતરના કહેવા પ્રમા

ણે પરહેજી રાખી શકતા નથી.એવા દરદીઓ પણ હો-મિઓપાથિક દવાથી સંખ્યાબંધ સારા થયા છે.

વળી કેટલાક લોકો એમ પણ વારંવાર કહે છે કે, હોમિઓપાથિક દવામાં દવા છેજ નહીં. કેવળ સાકરની ગોળીઓ તથા પાણી છે. કારણ ઘણી વખતે બાટલી ભરીને ગોળીઓ ખાધામાં આવે છે. તો પણ તેનાથી કાંઇ થતું નથી. ધારો કે એ વાત ખરી છે. તેથી હોમિઓ-પાથિક દવામાં કાંઇ છે નહીં. એમ ઠરતું નથી. કારણ હોમિઓપાથિક દવાઓ દરદીને આપવા માટે તઇઆર કરેલી હોય છે તનદુરસ્ત માણસ માટે નથી. દરદીના શરીર ઉપર સૂક્ષ્મ પ્રમાણમાં તૈયાર કરેલી દવા અસર કરી શકે છે સારા શરીરઉપર તે પ્રમાણે અસર કરતી નથી. દરદી શરીરની ઇંદ્રિઓ તથા અવયવો ઘણા ક્ષો-ભિત સ્થિતિમાં હોય છે.-ઉદાહરણ (૧લું) દરદી માણસના મનની સ્થિતિ (૨જુ) સારી આંખ ઉપર ગમે એટલો પ્રકાશ પડે તો પણ તેને કશું થતું નથી. તેજ આંખ સહેજ રાતી થઇ હોય અથવા તેમાં એક ખસખસના દાણા જેવડું ફુલું પડ્યું હોય તો તેનાથી જરાબી પ્રકાશ સહન થઇ શકતો નથી અને આંખ એની મેળેજ બંધ થઈ જાય છે. ઉઘાડવાનો પ્રયત્ન કર્યો હોય તો તે ઉઘડ-તી નથી. આંખ સારી હતી ત્યારે ગમે તેટલો પ્રકાશ આંખ ઉપર પડતો તો પણતેને કાંઇ થતું નહીં અને હવે પ્રકાશનો જરા ભાસ થાય છે, તો તે સહન થઇ શકતો નથી. તેજ પ્રમાણે તનદુરસ્ત શરીર ઉપર સૂક્ષ્મ પ્રમા-ણમાં દવા અસર કરી શકતી નથી. પણ દરદી સ્થિતિમાં તેજ દવા અસર કરવાને બસ થાય છે.

બીજું ઉદાહરણ-સૂક્ષ્મ પ્રમાણમાં દવા તનદુરસ્ત શરીર ઉપર અસર કરશે નહીં. એ બીજ વાવીને ફળ પેદા થાય નહીં તેના જેવું છે. એક મુઠી ભરીને સારા ઘઉં લઈને દરિઆ કીનારે અથવા રાહદારી સડક ઉપર વાવ્યા હોય તો તેથી ઘઉં થાવાના નથી. પણ એટલાજ ઘઉં લઇ સારી કેળવેલી જમીનમાં વાવ્યા હોય તો તેથી ઘઉંનો સારો પાક થશે. તેજ પ્રમાણે દરદી શરીર ઉપર સૂક્ષ્મ પ્રમાણમાં આપેલી દવા અસર કરી શકશે. પણ તેજ પ્રમાણમાં સારા શરીર ઉપર તે દવાની જરા પણ અસર થશે નહીં. દાખલા તરીકે લોહ ચુંબકમાં જેમ લોઢાને ખેંચવાની શકિત છે તેજ પ્રમાણે ઔષધ શરીરનો રોગી ભાગ પોતા તરફ ખેંચવાને શકિતવાન છે. લોહ ચુંબક આગળ તાંબાનો કટકો ધર્યો હોય તો લોહ ચુંબક તાંબાના કટકાને ખેંચી શકતો નથી. તેમજ તનદુરસ્ત માણસના શરીર ઉપર "આકોનાઇટ" દવાનાં સૂક્ષ્મ પ્રમાણથી કાંઈ પણ અસર થશે નહીં. લોહચુંબક પાસે લોઢાનો ખીલો મૂકો અને તાવથી નાડી ઘણી ઝડપથી ચાલતી હોય એવા રોગીને આકોનાઇટનું સૂક્ષ્મ પ્રમાણ આપો-બેઉ પોતાનો ગુણ બતાવ્યા વિના રહેશે નહીં. લોહ ચુંબક લોઢાના ખીલાનું આકર્ષણ કરશે અને આકોનાઇટથી નાડીનો વેગ ધીમો પડશે.

હોમિઓપાથિક દવાની એજ ખુબી છે કે તેની અસર રોગી શરીર ઉપરજ થઈ શકે છે. આલોપાથિક એટલે ઇંગ્રેજી દવાથી જેમ ઝાડા, ઉલટી, ચુંક વિગેરે થાયછે

તેમ હોમિઓપાથિકથી થતું નથી. આલોપાથિક પ્રમાણે શરીરમાંથી લોહી કાઢવું, બ્લીસ્તર, જુલાબની દવા વિગેરેથી શરીર ઉપર કાંઇ પણ અસર થાત નહીં તો આજ ઘણા દરદીઓને જે એ દવાથી વેદના સહન કરવી પડે છે તે પડત નહીં.

એ પ્રમાણે વિચાર કરતાં હોમિઓપાથિક દવા કરવાથી ઘણા ફાયદાઓ છે. એ સૌકોઇના જાણવામાં સેહેજ આવશે. તે તમામ ફાયદાઓવિશે અહીં કહેવાની જરૂર નથી. પણ મૂખ્ય મૂખ્યનો વિચાર નીચે કર્યો છે.

**૧ લો ફાયદો એ** છે જે—રોગ વેલાસર મટે છે. બીજી દવાઓમાં જેમ શરીરમાંથી રક્ત (લોહી) કાઢવું, બ્લીસ્તર મારવું,જુલાબ, ઉલટી વિગેરે નબળાઇનો વધારો કરનારા ઉપાયો હર ઘડીએ વપરાય છે, તે ઉપાયો હોમિઓપાથિમાં ભાગ્યેજ વાપરવા પડે છે. જુલાબ, ઉલટી વિગેરે નબળાઇમાં વધારો કરનારી દવા ઓથી દરદીને રોગ મટી ગયા પછી પણ સારૂં થતાં વાર લાગે છે એ સ્વભાવિક છે. ધંધાદારી માણસો જેઓને પોતાના ધંધામાં મેહેનત કરવી પડે છે એવા લોકો માંદા પડયા હોય તો તરત સારૂં થઇ પોતાના ધંધા ઉપર હાજર થવાની ઉમેદ રાખેછે. એવા માણસોને રોગથી થતી નબળાઇમાં જુલાબ તથા ઉલટી લાવનારી દવાથી વધારો કરવામાં આવે તો અ-ભબતે શરીરમાં શકિત આવતાં વાર લાગશે એ ઉઘાડુંજ છે. હોમિઓપાથિમાં એ પ્રમાણે જુલાબ ઉલટી વિગેરે નબળાઈમાં વધારો કરનારી દવાઓ વાપરવાની જરૂર

પડતી નથી. રોગ ઉપર તરત લાગુ પડે એવી દવાઓ આપવામાં આવે છે, તેથી રોગનો નાશ થઇ રોગી તનદુરસ્ત હાલતમાં વેળાસર આવી, પોતાના કામ ધંધા ઉપર હાજર થાય છે. હોમિઓપાથિક દવાથી રોગો જલદી મટે છે.

કદાચ કોઈ એમ કહે કે, લોકો શું સમજે કે હોમિઓપાથિક દવા સારી કે ઇંગ્રેજી અથવા દેશી. કારણ તેઓ વૈદક શાસ્ત્રનું જ્ઞાન ધરાવતા નથી. એ વાત ખરી છે. થોડો વખત કદાચ તેવો ભૂલાવો ખાશે પણ ઘણો વખત તેમ રહેશે નહીં. પોતાના શરીરની વાત આવી ત્યાં તેઓ ઘણાજ સાવધ હોય છે. કઈ દવાથી જલદી સારૂં થશે. તેમજ કઇ દવા માફક આવશે. એ વાતનો તેઓ બારિકીથી ખોળ કરી નિશ્ચય કરે છે. વિદ્વાન ડાક્તરો જેઓ પૂરતી ખોળ તથા અનુભવ કરી જુએ છે તેઓ હોમિઓપાથિનું ગ્રહણ. કરે છે. આપણા દેશમાં પણ હોમિઓપાથિનો દિનપર દિન ફેલાવો થતો ચાલ્યો છે. અને વળી જેઓ હિંમતથી તથા નિષ્પક્ષપાતથી પૂરતો તપાસ કરશે તેઓ હોમિઓપાથિક દવાનેજ પસંદ કરશે એમાં કાંઇજ સંદેહ નથી.

**હોમિઓપાથિ તથા કોગળિયું એટલે કોલેરા**

હોમિઓપાથિક દવા, ઇંગ્રેજી દવા કરતાં કોલેરા ઉપર વધારે લાગુ પડે છે. એમ નિર્વિવાદ ઠર્યું છે. યુરોપ અને અમેરિકા ખંડોમાં જ્યારે જ્યારે આ રોગ પેદા થયો છે તે વખતે જાહેર ઇસ્પીતાલોમાં તેમજ ખાનગી ડાક્તરોએ રાખેલી નોંધ ઉપરથી, એવું સિદ્ધ થયું છે કે, હો-

મિઓપાથિક દવાથી, આલોપાથિક દવા કરતાં થોડા રોગી મરે છે. આપણા દેશમાં કલકતા શેહેરમાં જ્યાં હોમિઓ-પાથિ ઘણાં વરસોથી ચાલુ છે. ત્યાંના લોકોની કોલેરાના રોગમાં એ દવા વિશે એટલી તો ખાત્રી થઈ છે કે, એ રોગમાં હોમિઓપાથિક દવા સિવાય બીજી દવા તેઓ કરતાજ નથી. પાંચ વરસ પેહેલાં હું કલકતા શેહેરમાં ધર-મના દવાખાનામાં પ્રસિધ્ધ ડાકતર સરકાર પાસે હોમિઓ-પાથિ શિખવા માટે રહ્યો હતો. તે વખતે મારા જાતિ અનુભવથી કોલેરાના ભયંકર રોગ ઉપર હોમિઓપાથિક દવા વિશેનો ત્યાંના લોકોનો પૂર્ણ વિશ્વાસ જોવામાં આવ્યો હતો.

**બદ્ધકોષ**--Constipation ઝાડાની કબજીઆત ઉપર પણ આ દવા એલોપાથિક કરતાં ઘણી સારી લાગુ પડે છે. એલોપાથિક દવા ઝાડાની કબજીઆત ઉપર લાગુ પડતી નથી. એ હું મારા જાતિ અનુભવથી કહું છું. જુલાબની દવાથી કબજીઆત મટતી નથી; પણ ઉલટું લાંબા વખત સુધી એ દવાનો ઉપયોગ કર્યો હોય તો પછી તે દવા વિના ઝાડો ઉતરતોજ નથી, એમ ઘણાઓના અનુભવમાં આવ્યુંજ હશે.

ઘણાઓ હવે એવો સ્વાલ ઉઠાવશે કે તમે આ વ-ખત સુધી હોમિઓપાથિ વિશે કહ્યું તો પણ અમારી ખાત્રી થતી નથી. તેઓને વિનંતી સાથે એટલોજ જવાબ છે કે યૂરોપ અને અમેરિકા ખંડોમાં આજ લગભગ બાર હજાર પસાર થયેલા ડાકતરો પોતાના રોગીઓને હોમિઓપાથિક દવા આપીનેજ સારૂં કરે છે. તેમજ એ

એ ખંડોમાં મોટી. ઇસ્પીતાલોમાં તથા ડીસપેન્સરીઓમાં હોમિઓપાથિક દવાનોજ ઉપયોગ થાય છે. તેના રીપોર્ટ વાંચો એટલે તમારી ખાત્રી થશે. તેમજ આપણા હિંદુસ્તાનમાં કલકત્તા તથા મુંબઇ શેહેરમાં ચાલતા હોમિઓપાથિક ધરમનાં દવાખાનાના વાર્ષિક રીપોર્ટો વાંચવાથી વળી વધારે ખાત્રી થશે.

હોમિઓપાથિક દવાનો એક મોટો ફાયદો એ છે કે એ દવાઓ શરીરના જે ભાગને રોગ થયો હોય તેજ ભાગ ઉપર લાગુ પડે છે. જેમ કે ભેજાનું દરદ થયું હોય તો તે માટે ભેજા ઉપર અસર કરે, એવીજ દવા આપવામાં આવે છે. જુલાબ આપી આંતરડાને મહેનત આપવી પડતી નથી અથવા પારો ખવરાવી કલેજું, મોઢું તથા હાડકાને ઇજા કરવાની જરૂર પડતી નથી. તેમજ બ્લીસ્ટર મારી ચામડીને હેરાન કરવી પડતી નથી. પણ માથા ઉપર લાગુ પડે એવીજ દવાનો ઉપયોગ કરવામાં આવે છે. છાતીના દરદને માટે કલેજાને તથા આંતરડાંને ઇજા ખમવી પડતી નથી. પણ છાતીના જે ભાગને રોગ થયો હોય તેના ઉપર લાગુ પડે એવીજ દવા આપવામાં આવે છે. આ મોટો ગુણ હોમિઓપાથિક દવામાંજ છે.

હોમિઓપાથિક દવાઓ અણગમતી નથી. તેથી કરી બચ્ચાંઓ ઘણી ખુશીથી લે છે. ઇંગ્રેજી અથવા દેશી દવા બચ્ચાંઓને પાતી વખતે કેટલી મુશીબત પડે છે. એ સૌ માતાઓના અનુભવમાં છેજ. એવી દવા પાતી વખતે ડાકતરો પાસે હોય તો તેમના જોવામાં આવશે કે બચ્ચાંઓ દવા પીતી વખતે કેટલાં હેરાન થાય છે. મોટાં માણુસો તો

સારૂં થવાની આશાથી ગમે તેવી દવા પીએ છે. પણ છોકરાઓ તો એવી દવાના નામથીજ ધાસ્તી ખાય છે તેથી સારૂં થતાં વધારે વાર લાગે એ સ્વભાવિક છે. હોમિઓપાથિક દવા બચ્ચાં છોકરાઓના દરદો ઉપર ઘણી સારી અસર કરે છે. એવું ઉપર કહેવામાં આવ્યું છે. બીજા દેશોમાં ઘણાં માબાપો એજ કારણસર હોમિઓ-પાથિક ડાકતરોનો વખતો વખત ઘણોજ આભાર માને છે.

કેટલાએક લોકો એમ કહે છે કે હોમિઓપાથિક ડાકતરો પોતાની દવા દરદી ઉપર અજમાવી જુવે છે પણ એ તેમનું કહેવું ભૂલ ભરેલું છે. કારણ આગળ કહ્યું છે કે તનદુરસ્ત માણસને એક દવા આપી, તેનાથી જે લક્ષણો પેદા થાય તેવાંજ લક્ષણોવાળા રોગીને તે દવા આપવી તેનું નામ હોમિઓપાથિ એવું છે; ત્યારે હોમિઓપાથિની રીત પ્રમાણે દવાઓ પેહેલેથીજ તનદુરસ્ત માણસ ઉપર અજમાવેલી હોય છે અને રોગી ઉપર અજમાવવાનું રહ્યુંજ નથી. રોગી ઉપર દવા અજમાવવી એ ધારતી ભરેલુ છે.

હોમિઓપાથિક દવાથી થએલા રોગો સારા થાય છે એટલુંજ નહીં પણ તે થતા અટકે છે. જેમ કપુરથી સળેખમ, કાલેરા; સ્કારલેટ જાતનો તાવ બેલાડોનાથી વિગેરે.

હોમિઓપાથિની આટલી બધી પ્રખ્યાતિ સાંભળ્યા પછી સ્વભાવિક એવો સવાલ ઉઠે છે કે જો હોમિઓપા-થિક દવા બધી રીતે ઘણીજ સારી છે. તો તેનો ફેલાવો તમામ દુનિઆમાં હજી સુધી કેમ થયો નહીં? જવાબ એટલોજ કે નવા શોધો અને સુધારાઓની સામે લોકો

પ્રથમ સખ્ત રીતે થાય છે એમ સૌ કોઈ જાણે છે. હોમિઓપાથિ માટે પણ એમજ થયું છે; પણ કહેવત છે કે સાચું છે તે બાહાર આવ્યા વિના રેહેશેજ નહીં અને અંતે સત્યનોજ જય થાય છે. હોમિઓપાથિને નાબૂદ કરવા માટે જરમની, ઇંગ્લાંડ અને અમેરિકા મધ્યે એલોપાથિક ડાકતરોએ એટલા તો સખ્ત ઉપાયો લીધા હતા અને હજી લે છે. તો પણ તેનો દિનપર દિન વધારો થતો જાય છે. દર વરસે નવી ઇસ્પીતાલો, નવી કોલેજો અને નવી મંડળીઓ સ્થપાય છે તેમજ હોમિઓપાથિ ઉપર નવા ગ્રંથો તથા ચોપાનીઆં જથાબંધ છપાઇને પ્રસિદ્ધ થાય છે. ટુંકામાં જ્યાં સૂર્યનો પ્રકાશ છે અને યૂરોપના સુધારાનો પ્રવેશ થયો છે. ત્યાં હોમિઓપાથિનો ઉપયોગ રોગીઓ લેતા શિખ્યા છે અને એલોપાથિ કરતાં પસંદ કરવા લાગ્યા છે. આપણા મુંબઇ શેહેરમાં દશ વરસ પહેલાં એનું નામ કોઇ પણ જાણતું ન હોતું. પણ હાલ અહીંઆં ત્રણ ચાર ડાકતરો પ્રસિદ્ધપણે હોમિઓપાથિક દવાનો ઉપયોગ કરે છે અને બીજાઓ છાની રીતે એ દવાનો ઉપયોગ કરે છે.

હોમિઓપાથિનો શોધ કરીને તે પ્રસિદ્ધ કરનાર ડાકતર હાનીમાન ઉપર એના બરોબરીઆ ડાકતરોએ ઘાતકીપણું વાપરી એને એના વતનમાંથી અને લેપસીક શેહેરમાં રહેતો હતો ત્યાંથી કાળે પાણીએ કાઢયો. પણ હાલ એજ લેપસીક શેહેરમાં એની યાદગારી માટે ત્યાંના લોકોએ એક મોટું પુતળું ઉભું કર્યું છે. હોમિઓપાથિ બાલ્યાવસ્થામાં હતી, તે વખતે જ્યારે નાબૂદ થઇ શકી નહીં, ત્યારે હાલમાં તે તમામ દુનિઆમાં ફેલાયલી છે.

એવે વખતે તે કેમ કરીને નાબૂદ થઇ શકશે. આગળ પાછલનો વિચાર કરતાં આપણે એમજ કબૂલ કરવું પડે છે કે સત્ય અવિનાશી છે અને દિનપર દિન લોકોના જાણવામાં આવશે ત્યારે તેનો ફેલાવો થયા વિના રહેશેજ નહીં. એટલુંજ નહીં પણ દવાઓથી સારા થતા રોગોને માટે હોમિઓપાથિના કાયદા પ્રમાણેજ દવા આપવી એમ સઘળા વિદ્વાન ડાકતરો કબૂલ કરશે.

---

# ભાગ ૨ જો.

---

## આરોગ્ય વિશે કેટલાએક નિયમો.

## OBSERVATIONS ON HEALTH (HYGIENE.)

(સાધારણ સૂચનાઓ)–સઘળા માણસોએ જો બની શકે તો રોજ ખુલ્લી હવામાં ફરવાનો નિયમ રાખવો અને તેમ ન બને તો ઘરમાં સારી હવા હોય ત્યાં અવસ્ય ફરવું. કોઇ પણ જાતની મોજ શોખનો અતિશય ઉપયોગ કરવો નહીં. ચોવીશ કલાકમાં દશથી બાર કલાક માત્ર કોઈ પણ જાતની અંગ મહેનત અથવા મન મહેનતનું કામ કરવું અને બાકીનો વખત નિદ્રા, હરવું ફરવું અને શરીરને વિસામો આપવામાં ગાળવો. રાત્રીએ વહેલું સુવા જઇ સવારમાં વહેલા ઉઠવાનો નિયમ રાખવો. છોકરાઓ સ્વભા-

વિકરીતે સવારમાં વહેલા ઉઠતા હોય તો તેમને તેમ કરવાની ના પાડવી નહીં, કારણ કે કુદરતજ સૌને વહેલું ઉઠવાનું ફરમાવે છે. આ બાબત આહીં વિશેષ લખી શકાય તેમ નથી તો પણ નીચેની એકાદ બે બાબત વધારે લંબાનથી લખવાની જરૂર છે.

(**ખોરાક**) મૂખ્ય નિયમ એ રાખવો જોઇએ કે સૌએ તરત પચી જાય અને તનદુરસ્તીમાં વધારો કરે અને ભૂખનું શાંતવન કરે તેવો ખોરાક લેવો. તરસ મટે તેટલુંજ પાણી પીવું, રોજનો સાદો ખોરાક તનદુરસ્તીને વાસ્તે જેટલો પસંદ કરવા જેવો છે તેટલો સ્વાદિષ્ટ ખોરાક તેમજ પકવાન્ન પસંદ કરવાં જેવાં નથી. આપણા દેશમાં અને મૂખ્યત્વે કરી ઉંચ વર્ણના હિંદુઓમાં બેજ વખત ખાવાનો નિયમ છે પરંતુ તે ઘણો પસંદ કરવા જોગ નથી તેમજ એકી વખતે ઘણું ખાવું તે પણ પસંદ કરવા જેવું નથી. સૌ સૌની સગવડના પ્રમાણે દિવસમાં ત્રણ વખત જમવાનો રીવાજ રાખવો. સવારમાં દશ વાગવાની અંદર અને ત્યાર પછી બપોરે બેથી ત્રણ વાગવાની અંદર અને સાંજના સાત વાગે એ પ્રમાણે ખાવાનો વખત રાખવો. કામ ધંધાની સગવડતા પ્રમાણે ત્રણમાંથી એક વખતે પેટભર (full meal) જમવું, પેટભર ખોરાક લીધા પછી ઘણું મેહેનતનું કામ થતું નથી માટે બનતાં સુધી રાતની વખતે પેટભર જમવાનું રાખવું.

**પાણી**—માણસ માત્રને પીવાને માટે ઇશ્વરે પેદા કરેલું છે. માટે તેનો ઉપયોગ તરસ લાગે તે પ્રમાણે કરવો. શરીરમાં તેનાથી ઘણું મહત્વનું કામ થાય છે ને તે સુખા-

કારીને માટે અવશ્યનું છે. ખોરાકમાં તેનો ભાગ ઘણોજ આવે છે અને જે કાંઇ આપણે ખાઈએ છીએ તેને પચાવવાને વાસ્તે તે ઘણુંજ અગત્યનું છે. પેટમાં અનાજનો રસ થઇ લોહીની સાથે મેળવવા માટે તે ઘણુંજ ઉપયોગનું છે. તેનાથી લોહી જોઇએ તેટલું પ્રવાહી રહી શકે છે. લોહી જોઇએ તેટલું પ્રવાહી રહેવાની શરીરની અંદર ઘણી જરૂર છે. કારણ પ્રવાહી ન રહે તો શરીરના જૂદા જૂદા ભાગોમાં તે ફરી વળે નહીં. સાધારણ રીતે એવું અનુમાન કરેલ છે કે ૧૫૪ રતલ માણસનું વજન હોય તો તેમાં ૧૧૧ રતલ પાણીનો ભાગ હોય છે. એ વાત ઉપરથી એવું ખુલ્લું જણાય છે કે પીવાને માટે જે પાણી લેવું તે ઘણુંજ સ્વચ્છ અને તેમાં કોઇ જાતની મેળવણી હોવી ન જોઇએ. પીવાને માટે પહેલા નંબરનું પાણી ઝરાનું છે. તેથી ઉતરતું ડુંગરોમાં જમાવેલું વરસાદનું પાણી છે અને તેથી ઉતરતું નદીનું પાણી છે. કૂવાનું પાણી પીવાની જ્યાં જરૂર પડે છે ત્યાં તે કુવાઓ ઓછામાં ઓછા પચીસ હાથ ઉંડા હોવા જોઈએ. પીવાને માટે પાણી સિવાય બીજી કોઇ ચીજ વાપરવી એ ઇશ્વરી નિયમ તોડયા બરાબર છે. આપણા દેશમાં ધર્મથી પણ તે બાબતનો પ્રતિબંધ કરેલ છે. ઈશ્વરે સૌ પ્રાણીમાત્રને માટે અમૂલ્ય સ્વચ્છ પાણી જેટલું જોઇએ તેટલું પેદા કરેલ છે. તો તેનોજ સૌએ ઉપયોગ કરવો. એ કુદરતી નીયમનો ભંગ કરી જે લોકો દારૂ વિગેરે પીએ તે ઈશ્વરના ગુન્હેગાર થાય છે એટલુંજ નહીં પણ પોતાની સુખાકારીના પણ શત્રુ થઇ પડે છે.

Fresh air (સ્વચ્છ હવા) શરીર રક્ષણાર્થે અને સુખાકારીને માટે સ્વચ્છ અને તાજી હવા જોઇએ તેટલી લેવી જોઇએ. ખરાબ હવામાં રહેવાથી શરીરને તાબડતોબ કાંઇ પણ નુકસાન ન થાય તો પણ શરીરની શકિત હળવે હળવે પણ ખચિત બગડયા વિના રહેશે નહીં. ઉછરતા છોકરાંઓની તનદુરસ્તી ઉપર અસ્વચ્છ હવાનો નઠારો પરિણામ થયા વિના રહેતો નથી.

Bed rooms (સુવાની ઓરડીઓ) જેમાં મનુષ્ય પ્રાણીના આયુષ્યનો ત્રીજો ભાગ જાય છે તે ઓરડીઓ ઘણું કરી ઘણીજ નાની હોય છે અને તેમાં તાજી હવા પૂરતી આવતી નથી. એ ઓરડીઓનાં બારી, બારણાં, ઝરૂખા વિગેરે રાતની વખતે ઘણીજ સાવચેતીથી બંધ કરી સુવાનો રીવાજ છે, જેથી અંદર આવતી તાજી હવાનો તદન અટકાવ થાય છે. એવી રીતે બારી બારણાં બંધ કરી સુવાથી ઓરડા માંહેલી હવા સૂતેલા માણસોના શ્વાસોશ્વાસથી બગડી જઇ સવાર પડતાં તે ઘણીજ અસ્વચ્છ થાય છે. તેમાં ઓકસીઝન ગ્યાસનું પ્રમાણ ઘટેલું માલમ પડે છે અને કારબોનીક એસીડ ગ્યાસ જે ઉશ્વાસથી બાહાર પડે છે. તે ઘણોજ હોય છે. જે હવામાં એ પ્રમાણે કારબોનીક એસીડનું પ્રમાણ ઘણુંજ હોય છે તેમાં નિદ્રા અઘોરી આવે છે અને જાગ્યા પછી શરીરને હોશીઆરી આવતી નથી.

સુવાની ઓરડીમાં રાત્રીએ જોઇતી તાજી હવા આવવાથી નિદ્રા સારી આવે છે અને જાગ્યા પછી હોશીયાર થાય છે. માટે સુવાના ઓરડામાં સ્વચ્છ તાજી હવા

આવવા દેવાની જરૂર છે અને તેથી તનદુરસ્તીમાં વધારોજ થશે. સુવાની ઓરડી નાની હોય અને બારી પણ તેમાં એકજ હોય તો તે એવી રીતે અડધી બંધ કરવી કે જેથી પવનનો જોસ પોતાના શરીર ઉપર ન લાગતાં ઓરડાના બીજા ભાગ તરફ જાય એમ કરવાની જરૂર છે; કારણ શરીર ઉપર એકદમ થંડો પવન લાગે તે પણ દુરસ્ત નથી. કારણ રાત્રીએ શરીર ઉપરથી કપડાં ખસી જવાથી ખુલ્લા પડેલા શરીરને પવન લાગવાથી અનેક વ્યાધી થવાનો સંભવ છે.

Light (પ્રકાશ)–શરીર વૃદ્ધિ તથા તનદુરસ્તીને માટે સૂર્ય પ્રકાશની ઘણી જરૂર છે. સૂર્ય કિરણમાં પ્રકાશનાં કિરણો ઉપરાંત રસાયણીક કિરણો પણ છે, જે શરીર વૃદ્ધને માટે ઘણાંજ જરૂરનાં છે. નાનાથી તે મોટા સુધી સૌએ સારા પ્રકાશમાં ઘણો વખત સુધી રહેવું. જે પ્રકાશની આપણા દેશમાં કોઇ રીતે કમતાઇ નથી. મુંબઇ જેવાં શેહેરોમાં મોટા રસ્તા ઉપર તથા ગલીઓમાં જ્યાં ઘરો પાસે પાસે આવેલાં છે, એવાં ઘરોમાં ભોંય તળીએ રહેવાવાળા માણસોને પ્રકાશ બીલકુલ મળતો નથી એમ કહીએ તો ચાલે. માટે એવા લોકોએ અવસ્ય બને તેટલો વખત ખુલ્લી હવામાં મેદાનમાં જઈ બેસવાનો તથા ફરવાનો નિયમ રાખવો.

સૂર્ય પ્રકાશની કીંમત અને તેનું પરિણામ પ્રાણી વૃદ્ધિ ઉપર કેવી રીતે થાય છે તે નીચેનાં ઉદાહરણોથી જણાઇ આવશે. (૧) બગડી જતું દૂધ એક અંધારી કોટડીમાં મૂકયું હોય તો તેમાં જીવડા પેદા થતા નથી પણ તેજ

દૂધ થોડો વખત સુધી પ્રકાશમાં લાવીને મૂકયું હોય તો તેમાં તરત જીવડા પડી જાય છે. (૨) દેડકીનું બચ્ચું અંધારામાં રાખ્યું હોય તો તે વધીને દેડકું થતું નથી અને તે બચ્ચાંની હાલતમાંજ મરી જાય છે અને તેનાથી સંતતી પણ થતી નથી. અંધારી કોટડીમાં મોટા કરેલ છોકરાઓના હાથ પગ ઘણી વખતે વાંકા વળેલા હોય છે અને તેનાં કાંડાં સુજેલાં હોય છે. આપણા દેશની હવા ગરમ હોવાને લીધે ગરીબી હાલતમાં રહેનાર લોકોનાં બચ્ચાંઓ નાનપણથીજ ઘર બાહાર નિકળી રસ્તાપર દોડતાં ફરે છે તેથી ઉપર લખેલું પરિણામ આપણા દેશમાં ઘણું જુજ જોવામાં આવે છે. પણ થંડા દેશોમાં અતિ થંડીને લીધે છોકરાંઓ બાહાર નિકળી શકતાં નથી તેથી તે દેશોમાં ઉપર લખેલાં પરિણામો ઘણાં જોવામાં આવે છે. મુંબાઈ જેવાં શેહેરોમાં જ્યારે કોલેરાનો રોગ ફેલાય છે ત્યારે તે ઘણું કરી જે લોકોની રહેવાની જગ્યામાં હવા તથા પ્રકાશ જોઇએ તેટલો હોતો નથી તેવા લોકોમાં વધારે ફેલાયલો જોવામાં આવે છે. એ ઉપરથી તનદુરસ્તી માટે સ્વચ્છ હવા સાથે પ્રકાશની પણ જરૂર છે એમ સૌ કોઇએ જાણવું જોઇએ.

Bathing (નહાવું) સુખાકારી જાળવવાને વાસ્તે સૌએ દિવસમાં એક વખત થંડા પાણીએ દિલ સારી પેઠે ઘસીને નહાવું જોઈએ ને પછી કપડાં પહેરી ખુલ્લી હવામાં વ્યાયામ કરવો. રોજ નહાવાથી ચામડી ઉપરનો મેલ ધોવાઈ જઇ ચામડીમાંનાં કાંણા ખુલ્લાં થવાથી શરીરની અંદર પેદા થયેલો કેટલોક બીગાડ પરસેવાના રૂપમાં

બાહાર નિકળી જવાને સુગમતા પડે છે. ફક્ત હાથ મોઢું ધોઇને ચાલશે નહીં પણ આખું શરીર થંડા પાણીથી સારી રીતે ઘસીને ધોવું જોઇએ. થંડા પાણીએ નહાવાનો વખત સવારનોજ રાખવો, જમ્યા પછી તરત નહાવું નહીં તેમજ નાતી વખતે ઘણો વખત લગાડવો નહીં. કેટલાંએક ચામડીનાં દરદોમાં દરીએ હમેશ નહાવું જોઈએ છિએ. ઘણાંજ નબળાં માણસે અતિશય થંડા પાણીએ નહાવું નહીં.

Clothing (લુગડાં)—ઋતુ પ્રમાણે અને શરીરને સુખ થાય તેવી જાતનાં કપડાં પહેરવાં. છાતી ફરતું ઘણું સખત બદીઆન (બદન) તથા સ્રીઓએ સખત કપડાં પહેરવાં નહીં; કારણ કે તે ભાગ શ્વાસ લેતી વખતે મોટો થવો જોઇએ અને તેમ ન થાય તો શ્વાસ પૂરતો લેવાય નહીં. તેથી ઘણા રોગો પેદા થવાનો સંભવ છે.

Exercise (વ્યાયામ, ચાલીને હવા ખાવી તે) વ્યાયામ લેવો એ આરોગ્યતા અને લાંબી જીંદગી ભોગવવાને માટે ઘણુંજ જરૂરનું છે. કોઇ પણ તનદુરસ્ત માણસે હંમેશ માઇલ અથવા બે માઈલ ખૂલી હવામાં ચાલ્યા વિના રહેવું નહીં. વ્યાયામથી શરીરની બધી ઇંદ્રિઓ તથા અવયવો બરાબર ચાલશે. ચાલીને વ્યાયામ કરતી વખતે ટેકરી ઉપર ચડવું અને ઉતરવું એવો ફેરફાર કરવો જરૂરનો છે. ઘોડા ઉપર બેસવું, તરવું, બગીચામાં કામ કરવું વિગેરે પણ વ્યાયામ લેવાના પ્રકારો છે. ઘણાંજ નબળાં માણસોને માટે ગાડીમાં બેસીને ફરવું તેમજ હાથ પગ લુગડાથી ઘસવા એવી જાતનો વ્યાયામ બસ છે.

વ્યાયામ લેવાનો વખત સવારનો અથવા સાંજનો રાખવો એથી કરી શરીરની ઈંદ્રિઓ મજબૂત થવાથી તેમને રોગ જલદી થતો નથી તેમજ થયલો રોગ જલદી મટી જાય છે. કેટલાએક રોગો ફકત વ્યાયામ લેવાથી મટી જાય છે.

Drugs–( ઓસડો, દવા ) જે કોઇ હોમિઓપાથીક દવા લેતા હોય તેમને ઘાસની ચા, સુનામૂખી, જુલાબનું મીઠું, એરંડીયું તેલ, જુલાબની ગોળીઓ અને તેના જેવી બીજી દવાઓ લેવી નહીં. જુલાબ લાવનારી પેટન્ટ દવાઓ બજારમાં ઘણી વેચાય છે તે લઇ તેનો ઉપયોગ કરતાં ઘણીજ સાવચેતી રાખવી જોઇએ, કારણ કે ઘણી વખત તે દવાઓથી નુકશાન થાય છે.

## દવાઓ તથા તે કેમ લેવી વિગેરે બાબતોની સૂચના.

દવાની જાત–નીચે લખેલી દવા વીશેની જુજ સમજ હોમિઓપાથીક દવા પ્રથમ વાપરનારને ઘણી અગત્યની છે. દવાઓ ચાર જાતની હોય છે. Pilules ગોળીઓ, Globules રાઇના દાણા જેવી ગોળીઓ, Tinctures અર્ક, ને Triturations ભૂકી.

ગોળીઓ સાકરની બનાવેલી હોય છે અને જે દવાવાળી કરવી હોય તે દવામાં તે થોડો વખત રાખ્યા પછી બહાર કાઢી સુકવીને તૈયાર રાખવામાં આવે છે. ગોળીઓ લેવામાં સુગમ પડતી છે, અને સીસીનું મોઢું બરાબર બંધ કર્યું હોય તો વરસો સુધી તે બગડતી નથી. ઘરમાં વાપરવાને વાસ્તે તે સારી છે.

રાઇના દાણા જેવડી ગોળીઓ–ઉપર કહેલી ગોળીઓની માફકજ આ પણ તૈયાર કરવામાં આવે છે. બચ્ચાં-

ઓને આપવાને વાસ્તે સુગમ પડતી છે. આગળ તેનો ઉપયોગ ઘણો થતો હતો પણ હાલ તે થોડી વપરાય છે.

અર્ક—વનસ્પતિની દવાનો અર્ક કાઢવામાં આવે છે. ગોળીઓ કરતાં તેનાથી ગુણ જલદી આવે છે. માટે જે-લોકો દૂર ગામડામાં રેહેતા હોય તેઓએ બનતાં સુધી અર્ક પાસે રાખવા.

ભૂકીઓ–દવા તથા તેની સાથે દૂધની સાકર (દૂધ-માંથી બનાવેલી સાકર) મેળવી ખલ કરીને તૈયાર કરેલી દવાને ભૂકી કહે છે. જે દવાઓનો અર્ક જલદી બનાવી ન શકાય તેની પ્રથમ ભૂકી બનાવવી પડે છે. જેમકે ગંધક, પારો, સોનું, રૂપું વિગેરે.

ખરી દવાઓ—હોમિઓપાથિક દવાથી ફાયદો થવા-ની આશા રાખતા હોય તેઓએ તે દવા સાચી મેળવવી જોઇએ. દવા સાચી હોવાને માટે તે એવા માણસની પા-સેથી વેચાતી લેવી જોઇએ કે જે તે દવા બનાવી શકતો હોય અથવા તે બાબતનો તેણે પૂરતો અભ્યાસ કર્યો હોય. તમામ જાતની દવા વેચનાર ગાંધી પાસેની હો-મિઓપાથીક દવાઓ બધી રીતે સાચી છે એમ અનુમાન કરવું તે જરા જોખમનું કામ છે. હોમિઓપાથીક દવા-ઓ આલોપાથીક દવાની સખત વાસથી બગડી જવાનો સંભવ છે. માટે આલોપાથીક દવા વેચનારા પાસેથી હોમિઓપાથીક દવા વેચાતી લેતી વખત તે સારી છે કે નહીં તેની ખાતરી કર્યા પછીજ તે ખરીદ કરવી. બનતાં સુધી હોમિઓપાથિક દવા વેચનારા પાસેથીજ તે

દવા ખરીદ કરવી એટલે તે દવાની સચાઇ વિશે પછી ધાસ્તી રાખવાની જરૂર પડશે નહીં.

**દવાની પેટી**–દવા રાખવાને વાસ્તેજ ખાશ એક પેટી બનાવવી અને તેમાં બીજી કશી ચીજ રાખવી નહીં. ને તે બંદ રાખવી અને કુંચી પોતાની પાસે રાખવી. દવાની પેટી પ્રકાશ તથા ગરમીમાં મૂકવી નહીં તેમજ કોઇપણ જાતની સુગંધ અથવા દુર્ગંધ નિકળતી હોય તેવી જગ્યોમાં અથવા કોઈ પણ વસ્તુ પાસે રાખવી નહીં. દવા કાઢી લીધા પછી સીસીને તરત બુચ મારવું અને એક સીસીનો બુચ બીજી સીસીને લગાડવો નહીં. એ પ્રમાણે બંદોબસ્ત રાખવાથી બે ચાર વરસ સુધી દવા બગડવાની ધાસ્તી નથી.

**દવા લેવા વિશે** સમજૂતી–ગોળીઓ જીભ ઉપર મૂકી દઇ તેનો રસ પેટમાં ઉતારવો અથવા તો પીવાના પાણીમાં પલાળીને ઉતારવી. અર્ક હોય તો ગ્લાસ અથવા સીસીમાં બાટલીના મોઢા ઉપર બુચ આડો પકડી જોઇતાં ટીપાં પાડવાં. ત્યાર પછી પાણી નાંખી કહ્યા પ્રમાણે તે દવાના ભાગ કરીને પીવી. બાટલીનાં મોઢા ઉપર બુચ આડો પકડી દવાનાં ટીપાં પાડવાનું કામ જરા અઘવડ ભરેલું છે માટે ગ્લાસની એક આડી સળી આવે છે તે સળી અર્કની બાટલીમાં મૂકી બાટલી વાંકી વાળવાથી દવાનાં ટીપાં સહેલાઇથી પડે છે; તેવી કાચની સળી પાસે રાખવી.

**દવાઓ**–આ ચોપડીમાં ઉપયોગ કરવા કહેલી દવાઓમાંથી મૂખ્ય દવાઓની ટીપ નીચે પ્રમાણે છે.

| ઇંગ્રેજી. | ગુજરાતી. | ઇંગ્રેજી. | ગુજરાતી. |
|---|---|---|---|
| Aconite$^{3}$ | એકાનાઇટ | Hepar sulph:$^{3}$ | હીપારસલફ. |
| Ant: Tart$^{3}$ | અન્ટીમનીટાર્ટ | Ignatia$^{3x}$ | ઇગ્નેશિઆ. |
| Arnica$^{3x}$ | અરનિકા | Ipecac$^{3x}$ | એપીકયાક. |
| Arsenic$^{3x}$ | અરસેનીક | Kali Bichr$^{3x}$ | કાલીબાયક્રોમ. |
| Bellad$^{3x}$ | બેલાડેના | Lycopod:$^{3}$ | લાકોપોડીયમ. |
| Bryonia$^{3}$ | બ્રયોનીઆ | Merc: Viv$^{3}$ | મરકયુરીવ્હિવ. |
| Calc: carb:$^{3}$ | કાલકેરીઆકાર્બ | Merc: sol$^{3}$ | મરકયુરીસોલ. |
| Carb: Veg, $^{3}$ | કારબો: વેજ | Nux: Vom:$^{3}$ | નક્સવહામિકા. |
| Chamomilla$^{3x}$ | કામોમિલા | Phosphorus$^{3}$ | ફાસફારસ. |
| China$^{3x}$ | ચાયના | Pulsatilla$^{3}$ | પલસેટીલા. |
| Cina$^{3x}$ | સિના | Rhus Tox$^{3}$ | રસટોક્ષ. |
| Coffea$^{3x}$ | કાફીઆ | Silicea$^{3}$ | સાલેસીઆ. |
| Colocynth$^{3x}$ | કાલોસિન્થ. | Spongia$^{3}$ | સ્પાન્જીઆ. |
| Drosera$^{3x}$ | ડ્રોસેરા. | Sulphur$^{3}$ | સલફર. |
| Dulcamara$^{3x}$ | ડલકમારા. | Verat: Alb:$^{3}$ | વ્હીરેટ્રમઆલબમ. |
| Gelsemim$^{3x}$ | જેલસીમમ. | | |

## લગાડવાની દવાઓ.

| | | | |
|---|---|---|---|
| Arnica | અરનીકા. | Rhus Tox | રસટોક્ષ. |
| Calendula | કાલેંડુલા. | | |

**દવા લેવાનો વખત**–દવા લેવાનો સારામાં સારો વખત સવારમાં તથા સુતી વખતે છે. વધારે વખત લેવાનું લખ્યું હોય ત્યારે ખાવા પહેલાં કલાક અથવા દોઢ કલાકે લેવી.

**પ્રમાણ**–દવાનું પ્રમાણ અને કયા નંબરની આપવી તે મુકરર કરતી વખતે ઘણી બાબતનો વિચાર કરવો પડે છે; જેમ કે ઉમર, જાતિ, દરદીને પડેલી કેટલીક ટેવો, અને દરદનું જોર વિગેરે. દરેક બાબતનો વિચાર કર્યા સિવાય સાધારણ એવો નિયમ બાંધી શકાય કે મોટા

માણસને અર્કનાં બે ટીપાં, ગોળીઓ બે, અને ભૂકી એક ગ્રેન એટલે આડધા વાલ જેટલી, ઝીણી રાઇના દાણા જેવી ગોળીઓ હોય તો ચાર, છોકરાંઓને માટે-મોટા માણસને માટે જે પ્રમાણ લખેલ છે તેનાથી અરધું પ્રમાણ સમજવું; નાનાં બચ્ચાઓને માટે મોટા માણસ કરતાં ત્રીજો ભાગ. ગોળી અથવા ટીપાંના ભાગ કરવા હોય તો પાણીમાં મેળવીને કરવા.

**ફરી દવા આપવાનો વખત**-દરદનું જોર તથા દરદીની ભય ભરેલી હાલત અને દવાથી થતી અસર એ ઉપર ફરી દવા આપવાનો આધાર રહે છે. સખત બીમારી જેવી કે કોલેરા, આંચકી વિગેરેમાં દવા દશ અથવા પંદર યા વીશ મિનિટે આપવી જોઇએ. તેથી ઓછા સખત દરદોમાં દર બે ત્રણ અથવા ચાર કલાકે દવા આપવી જોઇએ. જુનાં દરદોમાં દિવસમાં ત્રણ વખત અથવા બે વખત અથવા એક વખત આપવી જોઇએ. દવાથી ફાયદો થવા લાગે કે દવા ઓછી વખતે આપવી અને હળવે હળવે બંધ કરવી.

કેટલીક વખતે દરદના જોરને લીધે એક કરતાં વધારે દવા આપવી પડે તો તે એકમેકની સાથે મેળવીને ન આપતાં જૂદી આપવી જોઇએ. કારણ કે હોમિઓપાથીક દવાઓ એલોપાથીક દવાની માફક, એક દવા બીજી દવાની સાથે મેળવીને આપવાનો રીવાજ નથી. બનતાં સુધી એવીજ દવા આપવી કે જે દરદથી થતાં તમામ ઉપચિન્હોને એકી વખતે પકડી શકે. જ્યારે બે દવા આપવાની જરૂર પડે ત્યારે તે જૂદી જૂદી સીસી-

ઓમાં બનાવી રાખી, અને એક દવા આપ્યા પછી બે અથવા ત્રણ કલાકનો વખત જવા દઈ પછી બીજી દવા આપવી. ત્યાર પછી પાછો બે અથવા ત્રણ કલાકનો વખત જવા દીધા બાદ ફરી પહેલી દવા આપવી. એ પ્રમાણે જરૂર જણાય ત્યાં સુધી બે દવા આપવાનો નિયમ રાખવો.

દરદીની સંભાળ કેમ લેવી તે **વિશે**-નીચેની ટુંક સમજ ઘણી અગત્યની હોવાથી આહીં દાખલ કરેલ છે.

દરદીની રહેવાની જગ્યો-બને ત્યાં સુધી દરદીને સારા મોટા ઓરડામાં જ્યાં હવા તથા અજવાળું જોઇએ તેટલું હોય એવા ઓરડામાં સૂવાડવો. સ્વચ્છ તાજી હવા ફક્ત ઓરડાને બારી બારણાં હોય ત્યાંથીજ આવી શકશે, માટે તે એ ઉઘાડાં રાખવાં. સખત લાંબા દિવસના તાવમાં દરદીને વાસ્તે બે બીછાનાં રાખવાં, જેથી કરી અવાર નવાર દરદીને બીજા બીછાના ઉપર સૂવાડી મેલાં થયેલાં બીછાના ઉપરથી લૂગડાં કાઢી નાંખવાને સુગમ પડે. એમ ન કરવામાં આવે તો તાવનું ઝેર બીછાનામાં રહી દરદીને સારૂં થતાં વાર લાગશે. શીળી, ઓરી, કોલેરા વિગેરે જાતનાં દરદોમાં દરદીને સૂવાડેલા ઓરડામાં પુષ્કળ હવા આવવા દેવાની જરૂર છે. જેથી કરી ઉપર લખેલા ઝેરી દરદોનું ઝેર ઓરડામાં ભરાઇ રહેશે નહીં. જે ઓરડામાં દરદીને સૂવાડયો હોય ત્યાંથી બીજો તમામ સામાન કાઢી નાંખવો. ઓરડામાં ગડબડ કરવી નહીં અને દરદીને વારે ઘડીએ બોલાવવો નહીં.

**બીછાનું**-રૂવાળાં મોટા ગાદલાં દરદીને નીચે પાથર-

વાં નહીં કારણ તે ધોવાઇ શકાતાં નથી તેથી ખરાબ હવા અને દરદનું ઝેર તેની અંદરજ ભરાઇ રહે છે. હલકાં ગાદલાનું બીછાનું કર્યું હોય તો દરદી સારો થયા પછી તે ધોઇ નાંખવાની સુગમતા પડે. બીછાના ઉપર ચાદર સખત મંદવાડમાં હમેશાં બદલવી. કોલેરા જેવા ભયંકર દરદોમાં દરદથી પીડાતા દરદીનું સૂવાનું બીછાનું વિગેરે તમામ લૂગડાં બાળી નાંખવાં.

**સ્વચ્છતા**—દરદીનું શરીર તથા બીછાના ઉપરની ચાદર, ઓઢવાનું તથા ગાદલાં તેમજ ઓશીકાના ગલેફ સ્વચ્છ રાખવા જોઇએ. દરદીનું શરીર સહેજ ઉના પાણીથી વખતો વખત ધોઇને સાફ રાખવું. જ્યારે તાવ ઘણોજ આવતો હોય અથવા દરદી ઘણોજ અશક્ત હોય ત્યારે ડાકતરની સલાહ પ્રમાણે દરદીનું શરીર સાફ રાખવું. દરદીનું મોઢું ભીના ટુવાલથી વખતો વખત લૂછીને સાફ રાખવું.

**ખોરાક**—સખત બીમારીમાં ભારે ખોરાક તદન બંધ કરવો. ફક્ત પાતળોજ ખોરાક આપવો. જેમકે સાબુ ચોખાની કાંજી, ચોખાની કાંજી, અથવા ઘઉંના લોટની રાબ અથવા દૂધ ને ચોખા. જે લોકોને માંસ આહાર ખપતો હોય તેમને માટે સુપ, બીસ્કુટ વિગેરે. દરદીને જરા સારું થતું જાય ત્યારે રોટલી તથા તેના જેવો હલકો ખોરાક આપવો. સખત બીમારીમાં દરદીની ભૂખ તદન બંધ થઇ ગઇ હોય છે માટે દરદી ખાવાનું માગે તેની રાહ ન જોતાં દર ત્રણ ત્રણ કલાકે થોડી કાંજી અથવા દૂધ આપતાં રહેવું. જૂદા જૂદા દરદોમાં અને જૂદી જૂદી ત-

બીમતનાં માણસોને માટે જૂદી જૂદી જાતના ખોરાકની જરૂર છે. જેમકે ઝાડો થયો હોય તો લીલો મેવો તથા તરકારી આપવી નહીં પણ ઝાડો બંધ થયો હોય તો તેજ પદાર્થ વધારે પ્રમાણમાં આપવાની જરૂર છે. દરદીનું ખાવાનું દરદી સુતો હોય તે ઓરડામાં રાખવું નહીં. તેનાં બે કારણો છે. એક તો દરદથી ખરાબ થતી હવાની અસર ખાવાના પદાર્થો ઉપર થાય. બીજું કારણ દરદીની નજર ખાવાના પદાર્થો ઉપર પડી તેના મનમાં તે પદાર્થ ઉપર અરૂચી ઉત્પન્ન થાય. આપણા દેશમાં એવી બાબતમાં લોકો ઘણુંજ થોડું સમજે છે. ઘણે ઠેકાણે દરદીને ખાવા આપવાની ચીજો તેના ખાટલા નીચે રાખે છે. એ ચાલ એકદમ બંધ કરવો જોઇએ. આગળ કહ્યું છે તે પ્રમાણે દરદીના ઓરડામાં દરદીને પાવાની દવા અથવા તેને લગતી એક બે ચીજો શિવાય કશી ચીજ રાખવી નહીં. ખાવા પીવાની ચીજો અલાયદા ઓરડામાં રાખવી અને જરૂર પડે ત્યારે ત્યાંથી લાવી દરદીને આપવી.

**દરદી સારો થવા લાગે તે વખતે સંભાળ રાખવાની જરૂર**–સખત મંદવાડમાંથી દરદી સારો થતી વખતે દરદનો ઉથલો થવાનો સંભવ હોય છે. માટે ઘણી ભૂખ લાગતી હોય તો પણ વિચારીને ખાવું. વ્યાયામ કરવાની બાબતમાં તથા બીજી બાબતમાં પણ નિયમ રાખવો. મિષ્ટાન્ન તથા બાસુંદી જેવી ભારે ચીજો ખાવી નહીં. પહેલા પ્રમાણે શરીર તનદુરસ્ત થાય ત્યાં સુધી ખાવા પીવાની બાબતમાં એવો નિયમ રાખવો.

## BATHS. નાહવું.

Warm or hot bath—ગરમ બાથ આપતી વખતે દરદીને ગરમ પાણીમાં ગળા સુધી બેસાડવો અને તેના માથા ઉપર થંડા પાણીમાં લૂગડું પલાળીને મૂકવું. એ લૂગડું ત્રણ ચાર મિનિટ સુધી માથા ઉપર રહેવા દેવું, પણ દરદીને ગરમ પાણીમાંથી પંદર વીશ મિનિટ સુધી કાઢવો નહીં. ગરમ પાણીમાં બેસાડવું એટલે મોટા ટોપમાં અથવા પીપમાં ગરમ પાણી ભરી તેમાં દરદીની ડોક ઉપરનો તમામ ભાગ બહાર રહે અને બાકીનું શરીર પાણીમાં રહે તેમ કરવું. પાણીમાંથી દરદીને બહાર કાઢયા પછી તરત તેનું શરીર લૂછી ગરમ કપડાં પહેરાવી પથારીમાં સુવાડી દેવો. એ પ્રમાણે ગરમ પાણીમાં બેસાડવાથી છોકરાંને થતાં આંચકીનાં દરદને તથા ધનૂર વાતના દરદને ફાયદો થાય છે. એથી કરી માથામાં ચડેલ લોહી નીચે ઉતરી આવે છે, સખત તાવ, અને પેશાબ બંધ થઇ ગયો હોય, એને માટે ગરમ પાણીમાં બેસાડવું ફાયદાકારક છે.

Foot bath—ગરમ પાણીથી પગ ઝારવા તેથી થતું સળેખમ તથા આવતો તાવ અટકે છે. પગ ઝારવાની રીતી—સૂવા જતી વખતે દરદીએ ઘૂંટણ સુધી પગ ઉના પાણીમાં રહે તેવા ઠામમાં પાણી ભરી તેમાં પગ મૂકવા. પાણી થંડું થઇ ન જાય માટે તેમાં વારે ઘડીએ ઉનું પાણી નાંખી તે એક સરખું ગરમ રાખવું. વીશ અથવા ત્રીશ મિનિટ સુધી પાણીમાં પગ રાખ્યા પછી બહાર કાઢવા, અથવા શરીરે પરસેવો ફૂટે ત્યારે બહાર કાઢવા.

પગ બહાર કાઢયા પછી તરત લૂછી તેમાં મોજાં પહેરી સારી પેઠે ગરમ લૂગડાં ઓઢીને સુઇ જવું. સવારમાં ઉઠયા પછી થંડા પાણીમાં લૂગડું ભીંજાવી આખું શરીર તે લૂગડાથી લૂછી કપડાં પહેરવાં.

---

# ભાગ ૩ જો.

# DISESES AND THEIR TREATMENT

## દરદો અને તેની ચિકિત્સા.

---

### SMALL POX: શીતળા.

**જાતી**—આ ઘણો ચેપી રોગ છે તેની બે જાતો છે; એકમાં શીળીના દાણા છૂટા હોય છે ને બીજામાં તે એક મેકમાં મળી જાય છે. તેથી એમાં ધારતી રાખવા જેવું થઇ પડે છે.

**લક્ષણો**—શરીરમાં આ રોગનું વિષ પેઠા પછી બારથી ચૌદ દિવસમાં તાવની શરૂઆત થાય છે. થંડી લાગી ઉનો તાવ ભરાય છે. માથાનો દુખાવો, જીભ ઉપર સફેદ છારી, મોઢા ઉપર ઉભરો અને તમામ શરીર અને વિશેષે કરી કમ્મર તથા પીઠ ભાંગી નાંખ્યાં જેવી દુખે છે. પેટનો દુખાવો થાય છે તથા ઉલટી પણ થાય છે. કમ્મરનો દુખાવો ઘણોજ હોય તેમજ તેની સાથે ઉલટીનું

જોર વધારે હોય ત્યારે એમ જાણવું કે શીતળા ઘણાજ જોરમાં આવનાર છે. તાવને ત્રીજે દિવસે શરીર ઉપર રાતાં ચાઠાં અથવા અળાઇ જેવા દાણા ફૂટી નીકળે છે. શરીર ઉપર હાથ ફેરવી જોતાં ચામડીની નીચે બંદૂકના છરા ભર્યા હોય તેવો ભાસ થાય છે.

પ્રથમ એ ચાઠાં કપાળ ઉપર અને પોંચા ઉપર નિકળી આવે છે, ત્યાર બાદ તમામ શરીર ઉપર નિકળે છે. કોઇ વખત તાળવા ઉપર પણ નિકળે છે. શીતળા તમામ ફૂટી નિકળ્યા પછી તાવનું જોર ઓછું થાય છે. શીતળાના દાણા ગુમડાંની પેઠે પાકી તેમાં પરૂ ભરાય છે. દાણાનો વચલો ભાગ બેઠેલો હોય છે અને તેના ફરતું રાતું કૂંડાળું હોય છે. પાંપણો, ચેહેરો તથા હાથ ઉપર શીળીને લીધે સોજો ચઢી આવે છે. અને એ સોજાને લીધે માણસ બદ શિકલ થઈ જાય છે. આ વખતે દરદીના શરીરમાંથી એક તરેહવાર વાસ નિકળે છે. જે એક વખત જાણવામાં આવી હોય તો ભૂલાય તેમ નથી. દાણા દેખાયા પછી આઠમે દિવસે તે ફૂટી તેમાં જે પરૂ વિગેરે હોય તે નિકળી જાય છે. ત્યાર બાદ ભીંગડું વળી બે ચાર દિવસમાં ખરી પડે છે. શીળીનાં ચાઠાં રહે છે તે સૌ કોઇ જાણે છે.

**નિદાન**—તાવની શરૂઆતમાં બીજા ફૂટી નિકળતા તાવથી ફકત પીઠનો સખત દુખાવો અને ઉલટી એ બેથી શીળીનો તાવ છે એમ નિશ્ચય થાય છે. શરીર ઉપર શીળી ફૂટી નિકળ્યા પછી આ રોગ વિશે કાંઈ પણ શંકા રહેતી નથી.

આ રોગમાં ધાસ્તીનું કારણ ફરીથી તાવ આવે તે છે. આ તાવ ઘણું કરીને નવથી બારમે દિવસે શીળી પાક ઉપર આવે છે ત્યારે આવે છે. દરદી ઘણોજ અશક્ત સ્થિતિમાં હોય છે તેથી આવી વખતે કફ થવાની ધાસ્તી રહે છે. બીજું ધાસ્તીનું કારણ આંખોમાં ફૂલાં તથા શરીર ઉપર ગુમડાં એ હોય છે.

**ચિકિત્સા**–(Ant: Tart[3]:–**એન્ટીમનીટાર્ટ**–આ રોગમાં એ દવા ઘણીજ ઉપયોગી છે. એનાથી બકારી અને ખાંસી તરતજ નરમ પડી જાય છે. આ દવા શીળી નીકળશે એવો શક પડે કે તરત આપવી શુરૂ કરવી. પ્રમાણ અરધવાલ જેટલી દર ત્રણ કલાકે પાણી સાથે આપવી.

(Acon[3x]) એકોનાઈટ–નાડી ઘણી ઉતાવળી ચાલતી હોય, દરદી ઘણોજ બેચેન હોય તથા શરીરે પરસેવો ન વળતો હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાખી દર ત્રણ કલાકે આપવાં.

(Bell:[3]) બેલાડોના–તાવના જોરને લીધે ઘેન તથા બકબકાટ, માથાનો દુખાવો અને આંખો રાતી હોય તે વખતે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી ઉપલા લક્ષણો મટી જાય ત્યાં સુધી દર બે કલાકે આપવાં.

(Apis:[3]) એપીસ–શીળીના જોરથી મોઢું તથા પાંપણો ઘણીજ સુજી હોય ત્યારે આ દવા ઉપયોગની છે. પ્રવાણ થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર ત્રણ ત્રણ કલાકે આપવાં.

(Merc: Viv:[6]) મરક્યુરી વીવ–મોઢામાં ચાંદાં પડયાં હોય, લાળ ઘણીજ વહેતી હોય અને ઝાડો ઘણોજ

થતો હોય તો આ દવાનાં બે ટીપાં દિવસમાં ચાર વખત થોડા પાણી સાથે આપવાં.

(Coffea:[3]) કોફીઆ—દરદી ઘણોજ બેચેન હોય અને સૂતો ન હોય તો આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર પંદર મિનિટે સૂઈ જાય ત્યાં સુધી આપવાં.

(Carbo: Veg:[6]) કારબો વેજ—સન્નીપાતનાં લક્ષણો જણાય, શીળીના પાકથી ચામડી સડવા લાગે ત્યારે આ દવા અરધા વાલ જેટલી દર ત્રણ કલાકે આપવી.

શીળી નિકળી હોય તેવા દરદીથી ઘરનાં તમામ માણસોએ અલગ રહેવું, કારણ આ રોગ ઘણોજ ચેપી છે. દરદી જે ઓરડામાં સૂતો હોય તે ઓરડામાં તેની નોકરી કરનાર માણસેજ માત્ર જવું. દરદી સારો થયા પછી તેના વપરાસમાં આવેલી તમામ ચીજો સાફ કર્યા પછીજ બીજાઓએ ઉપયોગમાં લેવી. ઓઢવા પાથરવાનાં લૂગડાં બનતાં સુધી બાળી નાંખવાં અથવા ધોબીની ભઠ્ઠીમાં ઉકાળીને ધોવરાવ્યા પછીજ ઉપયોગમાં લેવાં. દરદીની સૂવાની ઓરડીમાં ગંધક બાળવો તથા દિવાલે ચૂનો લગાડવો, અને થોડા દિવસ બારણાં ઉઘાડાં રાખ્યા પછીજ તે ઓરડી ઉપયોગમાં લેવી. આ બાબતમાં જેટલું લંબાણથી લખીએ તેટલું થોડું છે પણ આ ઠેકાણે તેવી રીતે લખવાંનો હેતુ નથી તેથી ટુંકમાં સૂચના તરીકે લખેલ છે.

## MEASELS. ઓરી

આ રોગ ઘણું કરીને નાનપણમાં થાય છે અને તેમાં કશી ધાસ્તી જેવું હોતું નથી, પણ તેમાં સંભાળ

રાખવી જોઈએ. સંભાળ ન રાખીએ તો ઘણી વખત બીજાં દરદો શરીરમાં ઉત્પન્ન થાય છે. મોટપણે એ દરદ થાય તો તેમાં ધાસ્તી રાખવા જેવું છે. શીળીના જેવો એ ઘણોજ ચેપી રોગ છે અને તેની પેઠે એકી વખતે ઘણાઓને થાય છે. અને એ રોગ એકજ વખત થાય છે.

**લક્ષણો**–શરીરમાં આ રોગનું વિષ પેઠા પછી ઘણું કરીને આઠમે દિવસે સલેખમનાં લક્ષણોથી આ રોગ શરૂ થાય છે. છીંકો, નાકમાંથી પાણી વહેવું, રાતી સૂજેલી આંખ અને તેમાંથી પાણી ટપકવાનું શરૂ થાય છે. વાંસો ફાટે છે. શરીરના અવયવો દુખે છે અને શરીરમાં ધ્રુજારો આવે છે. તેમજ ઉધરસ અને તે ઘોઘરી આવે છે. ઉપલાં લક્ષણોની શરૂઆતથી ચોથે દિવસે મોં તથા ડોક ઉપર અને ત્યાર પછી આખા શરીર ઉપર ઓરીનાં ચાઠાં નિકળે છે. તેનો આકાર ઘણું કરીને જામઠાં (ચાંચડના કરડ) જેવો થાય છે. એકમેક મળી તેનો આકાર મોટાં ચાઠાં જેવો થાય છે અને પાસેની ચામડીથી જરા ઉપસેલો લાગે છે, તે તેના ઉપર હાથ ફેરવવાથી માલમ પડી આવે છે. મોઢું સૂજેલા જેવું દેખાય છે. ચાર અથવા પાંચ દિવસમાં તાવ ઉતરી જાય છે. ફૂટી નિકળેલા જામઠાં કરમાવા માંડે છે અને પછી શરીર ઉપરથી ચામડી ઉખડવા માંડે છે.

**નિદાન**–આ રોગ ઘરડાં ડોસાંઓ સહેલાઇથી ઓળખી શકે છે, અને આ રોગ બીજા રોગની સાથે ભૂલાવો ખવરાવે તેઓ નથી.

**ચિકિત્સા**–રોગ જ્યારે સાધારણ હોય છે ત્યારે પલસેટીલા (Puls³: )ને સલફર (sulph³:) અને જ્યારે

રોગ ઘણોજ જોરમાં હોય છે અને તેની સાથે બીજા રોગો ભેળાય છે ત્યારે એકોનાઇટ (Acon [3]:); બ્રાયોનીયા (Bryo:[3]); બેલાડોના (Bella[3]); સલ્ફર (Sulph[6]); એપીકેક (Ipec:[3]); મરક્યુરીયસ (Merc:[6]); રસટોકસ (Rhus: Tox:[3]); આરસીનીક (Ars[3]); ઇત્યાદી દવાઓની જરૂર પડે છે.

એકોનાઇટ ( Acon[3] )—આ દવા તાવની શરૂઆતમાં બબે અથવા ત્રણ કલાકે આપવી પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે.

પલસેટીલા ( Puls[3] ):—ઓરીને વાસ્તે આ એક ખાસ દવા છે. સલેખમનાં લક્ષણો સાથે ઉધરસ આવી છાતીમાં બલગમ ભરેલો હોય તે વખતે આ દવા આપવી. એકોનાઇટથી તાવ હલકો પડયા પછી આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં. બબે અથવા ત્રણ ત્રણ કલાકે થોડા પાણી સાથે.

બેલાડોના ( Bell:[3] )—ગળું દુખતું હોય, ઉધરસ ખાલી આવતી હોય અને દરદી ઘણોજ બેચેન હોય તથા તે ઘણો લવતો હોય તે વખતે આ દવા જરૂરની છે. પ્રમાણ બે ટીપાં દર બે કલાકે થોડા પાણી સાથે.

બ્રાયોનીયા (Bryo:[3])—જ્યારે ઓરી બરાબર બહાર પડી ન હોય અથવા જરા બહાર પડીને સમાઇ ગઈ હોય અને છાતીમાં ચસક, શ્વાસ લેતાં દુખાવો તથા ઠાંસો હોય તે વખતે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે. ઓરી એકદમ સમાઇ ગઇ હોય તો બચ્ચાંને આ દવા આપ્યા પછી ગરમ પાણીથી નવરાવવું.

એન્ટીમની ટાર્ટ ( Ant:-Tart:[3] ) આ દવાનો ઉપયોગ જ્યારે શ્વાસ નળીઓનો સોજો થયો હોય તે વખતે કરવો પડે છે.

સલફ્ર ( Sulph[6] ) ઓરી સમાઇ ગયા પછી અને બીજાં ચિન્હો ન હોય તેવે વખતે બીજી બધી દવા બંધ કર્યા પછી આ દવા થોડા દિવસ સુધી સવાર સાંજ આપવી. પ્રમાણ દવાનાં બે ટીપાં થોડા પાણી સાથે દિવસમાં ત્રણ વખત.

**ઓરી પછીનાં પરિણામો**–ઓરી સમાઇ ગયા પછી ઘણી વખત ફેફ્સાં, આંખો, કાન, હાડકાં તથા ચામડીનાં દરદો થાય છે. આ રોગો ઓરી કરતાં પણ કેટલીક વખતે ઘણા ભયંકર થઇ પડે છે. માટે તેની માવજત તથા દવા બહુજ સંભાળથી કરવી જોઈએ. એ દરદોનો અટકાવ ઉપર લખ્યા પ્રમાણે સલફ્ર (Sulph) આપવાથી થાય છે. હોમીઓપાથિક દવા પછી ઉપલાં દરદો કાંઇ ખસુસ કારણ સિવાય જવલેજ થાય છે.

**ઓરી અને ક્ષય**–નબળી તબીયતવાળાં છોકરાંઓને ઓરી પછી ફેફસાંનો અથવા આંતરડાનો ક્ષય થવાનો સંભવ હોય છે. ઓરી પછી જ્યારે છોકરાંઓને સારૂં થતાં ઢીલ થાય, અને જો સેહેજસાજ તાવ લાગુ પડેલ હોય, ને તેની સાથે પેટનો દુખાવો તથા પેટ મોટું થતું જાય, અને ઝાડો અથવા કોઇક વખત બંધકોષ્ટ જેવાં લક્ષણો જણાય, ત્યારે કોઇ પણ ભયંકર રોગ થાય છે એમ સમજવું. અને તેને વાસ્તે ઘટતી સલાહ તથા ઇલાજો કરવા જોઇએ.

## SIMPLE FEVER ( તાવ, જ્વર )

આ ઘણોજ સાધારણ જાતનો તાવ હોય છે. તાવની શરૂઆતથી તે તાવ ઉતરી જાય ત્યાં સુધી બારથી છત્રીસ કલાક લાગે છે. માટેજ એને સાધારણ તાવ કહે છે.

**લક્ષણો**–તાવની શરૂઆત ઘણું કરીને બપોર પછી અથવા સાંજના ટાઢના ચમકાર સાથે થાય છે. મોઢા ઉપર ઉભરો જણાય છે, તે પછી આખું શરીર ગરમ થઇ નાડી ભરેલી તથા ઉતાવળી ચાલે છે. જીભ ઉપર છારી વળી સૂકાય છે. પાણીની તરસ વારંવાર લાગે છે ને શ્વાસ ઉતાવળેથી લેવાય છે તેમજ તે વખતે પેસાબ થઇ હોય તો તે થોડી તેમજ રતાસ પડતી હોય છે. ઘણી વખત કમ્મર તથા માથાનો દૂખાવો અને કોઠાનો બીગાડ–(ઉલટી ઝાડો વિગેરે) થાય છે અને ભૂખ લાગતી નથી. ઉપર કહેલાં લક્ષણો થનાર ભયંકર રોગનું કદાચ પૂર્વ સ્વરૂપ હોય માટે તેનો તરત ઇલાજ કરવો જોઇએ.

**કારણો**–પરસેવો શરીરમાં સમાઇ જવાથી, ભીનાસવાળી અને ઠંડી હવામાં ઉઘાડા રહેવાથી, હવામાં એકાએક ફેરફાર થવાથી, ભીનાં લૂગડાં પહેરવાથી ને થાક વિગેરેથા–આ તાવ પેદા થાય છે.

**ચિકિત્સા**–ઉપર કહેલાં તમામ લક્ષણોને માટે એકોનાઇટ ( Acon³. )ઘણી સરસ દવા છે. લોહીમાં કોઇ પણ ઝેરની અસર ન હોય તો આ દવાથી નાડીનો વેગ ધીમો પડી પરસેવો આવી તાવ ઉતરી જશે. દર બે અથવા ત્રણ કલાકે એક તોલા પાણીમાં બે ટીપાં લેવાં. તાવ ઘણોજ

સખત હોય તો અડધા અડધા કલાકે પરસેવો વળે ત્યાં સુધી એ દેવા લીધા કરવી.

જેલસીમીયમ (Gels$^{3x}$.) આ દવા ઉપલી દવાથી તાવ ઉતરી ન ગયો હોય તો ઉપરના પ્રમાણમાં લેવી. તરસ ન હોય તથા તાવથી રોગી બેચેન ન હોય પણ સૂસ્ત પડી રહેતો હોય ત્યારે આ દવા જરૂરની છે. તાવ એકથી વધારે દિવસ રહે તો દરદીને હલકો ખોરાક આપવો અને પીવામાં થંડું પાણી આપવું.

## AGUE—INTERMITTENT FEVER.

## ટાઢીઓ તાવ.

ટાઢીઓ તાવ એવું નામ આવવાનું કારણ—એમાં ટાઢ મૂખ્ય હોય છે માટે એને ટાઢીઓ તાવ કહે છે.

**લક્ષણો**—આ જાતના તાવની ત્રણ અવસ્થા હોય છે ટાઢ, ગરમી અને પરસેવો. પેહલી અવસ્થા—ટાઢ—ધ્રૂજ તથા ટાઢના ચમકારા સાથે શરૂ થાય છે. દાંત કડકડવા માંડે છે. અને વાંસાનો તથા હાથ પગનો દુખાવો, છાતીની ભીસ, બગાસાં ઇત્યાદિ લક્ષણો હોય છે. મોઢું તથા હોઠ ફીક્કા દેખાય છે ને શરીરની ચામડી સંકોચાયલી જેવી લાગે છે. નાડી ઉતાવળી ચાલે છે તથા ઝીણી હોય છે. જીભ ઉપર સફેદ છારી અને પેશાબની ખણુસ વારંવાર થાય છે પણ થોડો ઉતરે છે. ગરમીની અવસ્થામાં શરીર આખું ગરમ થઇ જાય ત્યાં સુધી હુંફ નીકળ્યા કરે છે, તરસ લાગે છે, નાડી ભરેલી તથા ઉતાવળી ચાલે છે, માથું ઘણુંજ ફાટ ફાટ થાય છે અને

રોગી ઘણોજ બેચેન થઇ જાય છે. ત્રીજી અવસ્થાની શરૂઆત પરસેવાથી થાય છે તેથી તાવ ઉતરી જઇ રોગીને શાંતિ થાય છે તરસ ઓછી થાય છે, નાડીનો વેગ ધીમો પડે છે અને ભૂખ ખુલ્લે છે. તાવની અસર ઘણું કરી છથી બાર કલાક સુધી રહે છે. તાવ ઉતરી જઇ ફરી પાછો આવે તે દરમીયાનનો જે વખત તેને અંતરીત કાળ કહે છે.

**જાતિ**–ટાઢીઆ તાવની ત્રણ મૂખ્ય જાતિ છે. પેહેલી જાતને રોજીંદો તાવ કહે છે. એમાં ટાઢની શરૂઆત ઘણુંકરીને સવારના સાતથી નવ વાગતે થાય છે. બીજી જાતને એકાંતરિયો તાવ કહે છે. તે એક દિવસને અંતરે આવે છે. અને ત્રીજી જાતને તરિયો તાવ કહે છે. એ તાવ બે દિવસ પછી ત્રીજે દિવસે સાંજના ચાર વાગે આવે છે. એ સિવાય એ ટાઢીઆ તાવની બીજી ઉપજાતિ છે પણ તેનું બ્યાન અહીં કરવાની જરૂર નથી.

**પરિણામો**–થંડીના વખતમાં શરીરની અંદરની ઇન્દ્રિઓમાં લોહીનો જમાવ થવાથી કલેજું તથા આંતરડાની ક્રિયાઓ અવ્યવસ્થિત થાય છે. દરદી ફીકો પડી જાય છે. તેના હાથ પગ ગળી જાય છે અને પેટ મોટું થાય છે, ઝાડો કબજ થાય છે. પ્લીહા–બરોલ મોટી થાય છે અને તે કોઇ કોઇ વખતે એટલી તો મોટી થાય છે કે બહારથી પણ દેખવામાં આવે છે, એને બરોલની ગાંઠ કહે છે.

કારણો–ટાઢીઆ તાવનું મૂખ્ય કારણ મલેરીયા નામનું વિષ છે. જે વરસાદની આખરે ભાદરવા માહનામાં ભીની જમીન ઉપર સખત તડકો પડવાથી પેદા થાય છે. માટેજ આ તાવ ભાદરવા મહિનામાં આપણા દેશમાં વધારે ફેલાય છે.

**ચિકિત્સા**–શરીરમાં તાવ હોય તે વખતે તાવ ઉતરી જાય એવી દવાઓનો ઉપયોગ કરવો, તાવ ઉતરી ગયા પછી તે ફરીને દેખાવ ન આપે તે માટે કવીનાઇન એ ઉત્તમ દવા છે.

(Ars:[3x]) આરસીનીક–આ દવા જ્યારે કે ઉપર કહેલી ત્રણ અવસ્થા માંહેલી એક અવસ્થા એટલે ટાઢવિનાનો તાવ ભરાય અથવા પરસેવા વિના તાવ ઉતરી જાય તે વખતે ઉપયોગની છે. વારંવાર તરસ ઘણીજ લાગતી હોય પણ જરા પાણીથી તરસ છીપાતી હોય તથા રોગી ઘણોજ બેચેન હોય અને તાવ ઘણા દિવસનો હોય અને કવીનાઇનથી તાવ ઉતરી ગયો ન હોય તે વખતે આ દવાનો અવશ્ય ઉપયોગ કરવો. પ્રમાણ–અરધ વાલ જેટલી દિવસમાં ચાર વખત.

એપીકેક ( Ipecac[3] )–મોળ બહુ આવતી હોય, ઉલટી થતી હોય તથા શ્વાસ રૂંધાતો હોય અને પાણી જેવા ઝાડા આવતા હોય તે વખતે આ દવા આપવી. પ્રમાણ–થોડા પાણીમાં બે ટીપાં નાંખી દિવસમાં ચાર વખત પીવી.

નકસવોમીકા (Nux–vom[3] )–આ દવા જ્યારે ઝાડો કબજ હોય તથા કવીનાઇન ઘણા દિવસ આપ્યા છતાં ગુણ ન થયો હોય તો ઉપયોગમાં લેવી. પ્રમાણ–બે ટીપાં થોડા પાણી સાથે દિવસમાં ચાર વખત.

ઉપલી દવાઓથી ગુણ ન થાય તથા રોગી રહેતો હોય તેની આસપાસ મલેરીયાની હવા હોય તો તે ગામ છોડી થોડા દિવસ જ્યાંની હવા સારી હોય ત્યાં જઈને

રહેવા માટે દરદીને ફરજ પાડવી; તે પછી ઉપલી દવાથી અવશ્ય ફાયદો થશે.

## CHOLERA. કોલેરા. કોગળીયું.

આ રોગનાં લક્ષણો તથા તેનાં ભયંકર પરિણામોથી કોઈકજ અજાણ્યું હશે. ચોખાના ધોવણના રંગ જેવા અને છેક પાણી જેવા ઝાડાઓ તથા ઉલટી અને તેની સાથે શરીર ઠંડું થવું અને હાથ પગમાં ગોઠલાં ચડે એ એનાં મૂખ્ય લક્ષણો છે. એની સાથે પાણીની અતિશય તરસ લાગે છે, તથા બેચેની વધે છે. નાડી મંદ પડેછે અને જીભ તથા શ્વાસ ઠંડો પડી જાય છે. રોગની અસર જેમ વધતી જાય છે તેમ આંખો ઉંડી ઉતરતી જાય છે. અને અવાજ બીલકૂલ ધીમો પડી જાય છે. ઉપલાં લક્ષણો રોગના પ્રમાણમાં ચારથી છ કલાકમાં જણાઇ આવે છે. કેટલીક વખતે તો એક બે ઝાડા થવાથીજ દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે. અને બીજી વખતે દશબાર કલાક ઝાડો તથા ઉલટીનું જોર ચાલુ રહ્યા પછી શરીર ઠંડું પડવા લાગે છે, નાડી ધીમી પડે છે, આંખો ઉંડી ઉતરી જાય છે—અને અવાજ ધીમો થાય છે. આખું શરીર થંડું પડી જઇ પેશાબ બંધ થઇ જાય છે. એવી સ્થિતિમાંથી દરદી બચવાનો હોય તો ઝાડાની સંખ્યા ઓછી થાય છે, ઉલટી બંધ પડે છે ને શરીરમાં હળવે હળવે ગરમી આવવા લાગે છે અને બંધ થયલી પેશાબ પાછી થાય છે. કેટલીક વખતે ચોવીશ કલાકમાં રોગી તદન સારો થઇ જાય છે પણ ઘણીખરી વખતે

સારૂં થતાં છ સાત દિવસ લાગે છે. એ સિવાય બીજાં કેટલાંક બારીક લક્ષણો તથા આ રોગની વિશેષ માહિતી આ ઠેકાણે આપવાની દુરસ્ત ધારતો નથી માટે ઉપલી હકીકત ટુંકામાં લખી છે.

**ચિકિત્સા**–આ રોગની ચિકિત્સા હોમીઓપાથીક દવાથી જેટલી સારી તથા ગુણકારી થાય છે તેટલી બીજી કોઇપણ દવાથી થયેલી જાણવામાં નથી. આ રોગ ફેલાએલો હોય તે વખતે એકાદ પાણી જેવો ઝાડો આવે કે તુરતજ કપૂરના અરકનાં બે ત્રણ ટીપાં જરા સાકર ઉપર નાંખી દર કલાકે અથવા બબે કલાકે ઝાડા બંધ થતાં સુધી લેવાં. ઝાડો બંધ ન થાય અને શરીરમાં શરદી થવા લાગે ત્યારે નીચે લખેલી દવાઓ–માંથી લાગુ પડે તે લેવી. કપૂરનો અરક મળી ન આવે તો અમસ્થો કપૂર એક વાલ જેટલો ઝીણો વાટી સાકરમાં મેળવીને લેવો.

(Arsenic[3]) આરસીનીક–પેટમાં ઘણુંજ બળતું હોય, અને પાણીની તરસ ઘણીજ હોય, પેશાબ બંધ થઇ ગયો હોય, ને શરીર ઉપર ચિકણો થંડો પરસેવો આવતો હોય, નાડી ધીમી પડી ગઈ હોય, હાથ પગમાં ગોટલાં ઘાલ્યા હોય અને રોગી બીલકુલ બેહાલ થઇને પડેલ હોય તે વખતે આ દવા આપવી. દર કલાકે અથવા અડધા કલાકે, પાણીમાં બે ટીપાં નાંખીને આપવી. કપુરથી સારૂં થવાનો વખત ગયા બાદ આ દવા વધારે લાગુ પડે છે.

વિરેટ્રમ આલબમ(–Veratrum Alb3) પાણી જેવી તથા વારવાર ઉલટી અને ઝાડો થતો હોય, પગમાં

ગોઠલાં ચડતાં હોય, ચામડીને કરચલી વળી ગઇ હોય, જીભ થંડી પડી ગઈ હોય, આંખો ઉંડી ઉતરી ચેહેરો ભયભીત દેખાતો હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં જરા પાણીમાં નાંખી દરકલાકે અથવા અડધા કલાકે આપવાં.

કુપ્રમ–(Cuprum[3])–આ દવા ઉપલાં બધાં લક્ષણો સાથે ગોઠલાંનું જોર ઘણુંજ હોય તે વખતે આપવી.

કારબોવ્હેજ (Carbo:Veg:[6])–જયારે દરદી મરવાની અવસ્થામાં પડયો હોય, પેટ ઘણુંજ ચડયું હોય, હેડકી શરૂ થઈ હોય ત્યારે આ દવા દર પંદર અથવા વીશ મિનિટે આપવી. પ્રવાહી હોય તો બે ટીપાં અને ભૂકી હોય તો એક રતી ભાર આપવી.

**કોલેરાનો** અટકાવ કરનારા ઇલાજો–આ દરદ ગામમાં ચાલતું હોય ત્યારે થનાર ઘણીને થોડા દિવસ પહેલાં શરીરમાં જરા સુસ્તિ, મોઢામાં કડવાસ, અને પેટ ચડયા જેવું લાગે છે. એક બે પાતળા ઝાડા થયા કરે છે, અને પેટમાં ગડબડાટ થાય છે. એવાં લક્ષણો જણાય કે તુરતજ ચાંપતા ઇલાજોથી તે બંધ કરવા જોઈએ. બનતાં સુધી દરેક બચ્ચાંવાળા કુંટુંબે આ રોગ ગામમાં ચાલતો હોય ત્યારે નીચે લખેલ હોમીઓપાથીક દવાઓ પાસે રાખવી. Arsenic[3] (આરસીનીક;) Veratrum Alb[3] (વીરેટ્રમ અલબમ) Cuprum[3] (કયુપ્રમ); Carbo:Veg:[6] (કારબોવેજ); અને કપૂરના અરકની બાટલી, એટલી દવાઓ ઘરમાં રાખવી જેમાંની છેલી દવા બીજી દવાઓથી જૂદી રાખવી,ભેળી રાખવાથી બીજી દવાઓ બગડશે.

## HOOPING-COUGH.
## ( મોટી ઉધરસ; મોટી ખાશી. )

આ દરદ ચેપી તથા હવાથી ફેલાય તેવું છે. તનદુરસ્ત છોકરાંઓને એનાથી ઝાઝી હરકત થતી નથી પણ નબળાં બચ્ચાંઓને એની અસર ઘણીજ થાય છે અને કેટલીક વખત આ રોગથી મોત પણ નીપજે છે.

**લક્ષણો**–સાધારણ સળેખમનાં લક્ષણોથીજ આ રોગ શરૂ થાય છે. ઉધરસ એ તેનું મૂખ્ય લક્ષણ છે. જે ઉધરસ રહી રહીને આવે છે, પણ જ્યારે આવે છે ત્યારે એકદમ જોસમાં આવે છે. પેહેલા અઠવાડીયા બાદ ઉધરસનું ( ઠાંસો ) જોર વધી થોડે થોડે અંતરે આવ્યા કરે છે. અને તે આવતી હોય તે વખતે છોકરાંઓનું મોઢું રાતું થાય છે. અથવા તો લીલું થઇ જાય છે. અને જાણે શ્વાસ હમણાં બંધ પડી જશે તેમ લાગે છે. એ અવસ્થામાં ફેફસામાં જે કાંઇ હવા રહી હોય તે તદ્દન બહાર નીકળી જાય છે. અને તે પછી એક લાંબા અવાજે છોકરું શ્વાસ લે છે, તે અવાજ શીસોટીના જેવો થાય છે. અને એવી રીતે છોકરાએ શ્વાસ લીધો એટલે ખાસ્તી દુર થઇ એમ સમજવું. એ પ્રમાણે ઉધરસ ( ઠાંસો ) નું જોર દર.બે અથવા ત્રણ કલાકે અને દરદ જોરમાં હોય ત્યારે તેથી વેહેલું થાય છે. રાત્રીને વખતે હમેસાં જોર વધારે હોય છે. કોઇ કોઈ વખતે ઉધરસના જોરથી નાકમાંથી, મોઢામાંથી અને કાનમાંથી લોહી નીકળે છે. ઠાંસો આવી સફેદ ચીકણું થૂક પડે છે, અને કોઇ કોઇ વખતે ઉલટી પણ થાય છે. આ દરદમાં બ-

બચ્ચાંને દાંત આવતા હોય તો આંચકી પણ થઈ આવે છે. આ રોગ ઓરી, શીળી તથા અમસ્તી ઉધરસ વીગેરેની સાથે કોઇક વખત મળી જાય છે તેથી તેનો ઈલાજ કરવો ઘણોજ મૂશ્કેલ થઈ પડે છે.

**ચિકિત્સા**—દરદની શરૂઆતમાં અને જ્યારે ઉધરસ ખાલી આવતી હોય તથા તેની સાથે શ્વાસ બંધ થઈ જવાની ધાસ્તી લાગતી હોય અને ચીકણી લાલ જેવી ઉલટી વારંવાર થતી હોય ને નાકમાંથી તથા આંખમાંથી પાણી ઘણું નીકળતું હોય ત્યારે એપીકેક (Ipecac[3]) નાં બે ટીપાં દર કલાકે અથવા બે કલાકે થોડા પાણીમાં નાંખીને આપવાં.

ડ્રોસેરા (Drosera[3]) આ દવા જ્યારે ઉધરસનુ જોર ઘણુંજ હોય અને તેની સાથે શીશોટી જેવો અવાજ થતો હોય. તથા દીલે પરસેવો વળી ખાધેલા અનાજની ઉલટી થઇ જતી હોય. ત્યારે આ દવાનાં બે ટીપાં દર ચાર કલાકે (અથવા ઉધરસની ગુગ થઇ રહ્યા પછી તરત) થોડા પાણીમાં નાંખીને આપવાં. આ દરદની સાથે બીજું કોઇ દરદ ભળેલું ન હોય તો આ દવાજ દરદને મટાડવાને બસ થશે. નબળી હાલતનાં છોકરાંઓને માટે ડાકતરની સલાહની અવસ્ય જરૂર છે.

કુપ્રમ (Cuprum[3]) આ દવા જ્યારે ઉધરસના જોરથી આંચકી થઇ આવે છે તથા શરીર લાકડા જેવું થઇ જાય તથા શ્વાસ બંધ પડયા જેવો લાગી તે પછી ઉલટી થઇ છોકરૂં બીલકુલ બેહાલ થઇ જાય છે. એવી સ્થિતિમાં આ દવા આપવી—પ્રમાણ અર્ધ વાલ જેટલી દર કલાકે આપવી.

બ્રાયોનીયા (Bryonia[3]) મોટી ઉધરસની સાથે શ્વાસ, નળીનો સોજો થયો હોય, ત્યારે થોડા પાણીમાં બે ટીપાં નાખી દર બે કલાકે આ દવા આપવી.

હવા ગરમ હોય ત્યારે દરદીને દિવસનો થોડો ભાગ બરાબર કપડાં પહેરાવીને—હવામાં રાખવો પણ બિનાશમાં તથા બારી આગળ પવનનો જોસ આવતો હોય ત્યાં ન રાખવો; તેમજ છોકરાને વગર કારણે ગુસ્સે થવા ન દેવો. કારણ કે તેથી કરીને ઉધરસનું જોર થાય છે તથા તે વારંવાર આવે છે. નાંનાં બચ્ચાંઓની વધારે સંભાળ રાખવાની જરૂર છે. ઉધરસની હાંસ આવે ત્યારે તેમને એવી રીતે સૂવાડવાં અથવા બેસાડવાં કે જેથી કરીને તેમણે શ્વાસ લેવાને અડચણ પડે નહીં.

પથ્ય (કરી) ખોરાક હલકો તથા તરત પચી જાય તેવો આપવો.

## ERYSIPELAS (રતવા)

આ દરદ શારીરીક કારણોથી થાયછે અને ઘણું કરીને મોહોડા તથા ડોક ઉપર થાય છે. કેટલીક વખતે વાગ્યા પછી પણ થાય છે અર્થાત જ્યાં વાગ્યું હોય ત્યાં થાય છે.

લક્ષણો—જે ભાગને રતવા થયો હોય તે ભાગ રાતો થઇ જરા સુઝી આવે છે. તેને હાથ લગાડવાથી દુખે છે અને તેમાં બળતરા થાય તેમ લાગેછે. તેની સાથે ફાટ ફાટ પણ થાય છે. ચામડીનો રંગ સેજસાજ રાતો હોય છે અથવા એકદમ રાતો હોય છે, અને કોઇ વખત તે કીરમજી થઈ જાય છે. એના ઉપર દાબવાથી જે ભાગ દબાણ નીચે આવે તે ભાગ સફેદ થઇ જાય છે, પણ

દાબ કાઢી લીધા પછે તે તુરતજ અસલ હોય તેવો થાય છે. આ દરદ ટાઢના ચમકાર સાથે શરૂ થાય છે. શરીરમાં તાવ ભરાઈ આવે છે. સેજ સાજ માથું દૂખે છે. મોહોડે મોળ છુટે છે, તથા કોઇ વખત ઉલટી અથવા ઝાડો પણ થાય છે.

**કારણો**–નબળાઇ, હમેશ દારૂ પીવાનો માહાવરો, ઠંડો પવન, બદહજમી, જખમ, રહેવાના ઘરોમાં ગલીચી, તથા ગીચ વસતી, અને કેટલીક વખત હવામાંજ એક જાતનો ફેરફાર એ દરદના મુખ્ય કારણો છે.

ચિકિત્સા–(Bell[3])બેલાડોના–ચામડીનો રંગ ઘણોજ રાતો હોય, તેની સાથે માથાનો દૂખાવો, તરસ અને ઝાડાની કબજીઆત હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખીને આપવાં.

(Rhus:Tox[3]) રસ ટોકસ–સોજો તથા ચામડીની રતાસ સાથે જ્યારે એ ભાગ ઉપર બરો મૂતરયા જેવાં ફોલ્લાં થયાં હોય અને દરદી ઘણોજ બેચેન હોય ત્યારે આ દવાનાં બે અથવા ત્રણ ટીપાં થોડા પાણી સાથે આપવાં.

(Cantharis[3]) કંથારીસ–રતવા થયો હોય તે ભાગમાં ઘણીજ આગ જેવી વેદના થતી હોય અને ચામડી નીચે પાણી ભરાયેલા જેવું લાગતું હોય, બ્લીસ્તરના ફુલ્લાં જેવા ફુલ્લા થયા હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે દિવસમાં ચાર વખત. એ સિવાય Veratrum (વીરેટ્રમ) (બકવાટ હોય ત્યારે); એપીસ (Apis) સોજો ઘણોજ હોય ત્યારે; આરસનીક અને કારબો-

વેજ નબળાઇ ઘણીજ હોય ત્યારે; ઉપયોગમાં લેવા જેવી છે.

સહાયકારી ઇલાજો—દરદ સેજસાજ હોય ત્યારે ઉપર લગાડવાની દવાની જરૂર પડતી નથી. દરદનું જોર હોય ત્યારે શેક કરવો. ચામડી ઉપર ચેકા મૂકવા અને જરૂર જણાય તો પોટીસ લગાડવી. ખોરાક હલકો પણ કૌવતવાળો આપવો.

## (RHEUMATISM) સંધી વાત.

આ રોગની ત્રણ જાતી છે. પહેલી જેને સખત સંધી વાત (Acute Rheumatism) કહે છે એમાં એક અથવા ઘણા સાંધાઓનો સોજો થઇ તેની સાથે શરીરમાં તાવ પણ ઘણોજ આવે છે. એ જાત આપણા દેશમાં ઘણી જુજ જોવામાં આવે છે. બીજી જાત જેને (Sub Acute Rheumatism) કહે છે. એમા સાંધાનો દુખાવો તથા તાવ પહેલીના જેવો હોતો નથી. તાવ સેજસાજ આવે છે તથા સાંધા થોડા દુખે છે. ત્રીજી જાતનો સંધીવાત આ દેશમાં ઘણો જોવામાં આવે છે. એમાં તાવ હોતો નથી પણ ફ્કત સાંધાનો દુખાવો હોયછે. એને (Chr: Rheumatism) એટલે લાંબા દાહડાનો સંધી વાત કહે છે.

લક્ષણો—જે સાંધામાં દરદ થયું હોય તે સૂજે છે. અને તે હાથ લગાડવાથી દૂખે છે. તેમજ ચાલવાથી પણ તેમાં દરદ થાય છે. હાલી ચાલી શકાતું નથી અને સાંધા ઉપર સહેજ રતાસ પણ દેખવામાં આવે છે. હાલવા ચાલવાથી દરદ ઘણુંજ થાય છે. શરૂઆતમાં થોડો તાવ આવે છે ને પરસેવો સહેજ ખાટો ગંધાય છે. નાડી ભરેલી અને વેગવાળી હોય છે. જીભ ઉપર છારી વળે છે, અને ઝાડો કબજ થાય છે. થોડા દિવસમાં તાવ વિગેરે ઉતરી

જઇ ફક્ત સાંધાનો દૂખાવો તથા સેજ સાજ સોજો રહે છે. કેટલીક વખત હૃદયને પણ સંધીવાનું દરદ થાય છે.

કારણો—થંડો પવન, તથા ભીનાશ, તેમજ પરસેવો શરીરમાં સમાઇ જવાથી આ દરદ પેદા થાય છે. જુવાન અવસ્થામાં વીશથી ત્રીશ વરસની ઉમ્મર સુધી આ દરદ વારંવાર થયેલું જોવામાં આવે છે. જે સાંધાને એક વખત દરદ થઇ ગયું હોય તે ફરી દરદ થવાને પાત્ર છે.

**ચિકિત્સા**—એકોનાઇટ (Acon:[3x]) તાવ હોય તે વખતે તથા સાંધામાં ઘણુંજ કાપ્યા જેવું દુઃખ થતું હોય જે હાથ લગાડવાથી વધે. સાંધા સૂજીને રાતા થયા હોય, ભૂખ બંધ થઈ ગઇ હોય અને તાવની સાથે બેચેની હોય ત્યારે આ દવાનાં બે ટીપાં દર બે અથવા ત્રણ કલાકે થોડા પાણીમાં નાંખીને આપવાં.

બ્રાયોનીયા (Bry[3]) સાંધામાં કપાયેલા જેવું અથવા ફાટ થતી હોય તેવું દરદ થાય, જે દરદ હીલચાલથી તથા અડકવાથી વધે, તેમજ મૂખ્યત્વે કરી સાંધાઓ તથા છાતીના સ્નાયુને દરદ થયું હોય, જે શ્વાસ લેવાથી વધે ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં દર બે અથવા ત્રણ કલાકે લેવાં.

રસટોકસ (Rhus:Tox[3]) આ દવા જ્યારે સાંધામાં થતું દરદ અચળ સ્થિતિમાં વધારે થતું હોય અને દરદી તેજ કારણસર વારે ઘડીએ આમથી તેમ ફરતો હોય, તેમજ માર વાગ્યા જેવું દરદ થતું હોય, અથવા પાણીમાં પલળવાથી સંધીવાનું દરદ થયું હોય તેમજ દરદ ઠંડા પવનથી તથા ભીનાશથી વધતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે બે અથવા ત્રણ કલાકે.

પલ્સેટીલા (Puls³) જ્યારે વા આ સાંધામાંથી પેલા સાંધામાં દોડતો હોય અને દરદીને પવનમાં રહેવાથી સારૂં લાગતું હોય, હાથ પગ ભારે લાગતા હોય, મોહોડું ફીકું હોય ને ઝાડા થતા હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખીને દર બે ત્રણ કલાકે આપ્યા કરવી.

સલફર (Sulph³) નબળી સ્થિતિના દરદીઓને અને બીજી દવાથી ફાયદો ન થયો હોય ત્યારે આ દવા આપવી. તેમજ ઘણા દિવસનું જુનું દરદ હોય ત્યારે પણ આપવી. પ્રમાણ અર્ધો વાલ દિવસમાં ત્રણ વખત.

દુખતા સાંધાઓને અરનીકાનું અથવા રસનું તેલ લગાડવું. ખાવામાં ખાટી ચીજો આવતી હોય તે બંધ કરવી અને જઠરાગ્નિ સુધારવી.

## (LUMBAGO) કમરનો વા.

આ દરદ પીઠની રગોને કમરની એક અથવા બે બાજુએ થાય છે અને પીઠ હાલવાથી એમાં થતું દરદ વધે છે.

એકોનાઇટ (Acon:³ˣ) એકાએક દરદ થઇ આવ્યું હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર બે અથવા ત્રણ કલાકે આપવી.

(Rhus:tox³:) રસટોક્સ–જ્યારે દરદ હળવે હળવે થયું હોય તેમજ એક ઠેકાણે પડી રહેવાથી દરદ વધતું હોય અને રાત્રીએ પણ વધતું હોય, દરદનું કારણ પલળવું એ હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખીને દર ત્રણ કલાકે આપવી.

(Bry³) બ્રાયોનીયા–દરદના જોરને લીધે દરદીને

વાંકું વળીને ચાલવું પડતું હોય અને દરદ જરાક હલ-વાથી અથવા પવનના જોરથી વધતું હોય, શરીરમાં ટાઢ લાગતી હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખીને દર બે અથવા ત્રણ કલાકે આપવી.

## INFANTILE CONVULSION.

## ( બચ્ચાંઓની આંચકી. )

**લક્ષણો**—આંચકીના જોરથી બચ્ચાંઓ બેશુદ્ધ થાય છે. તેમની આંખના ડોળા ઉંચા ચડી જાય છે. દાંત ભીસીને કકડાવે છે. હાથની મૂઠી વળી જાય છે. શરીર તથા હાથ પગ લાકડા જેવા થઇ જાય છે, મોહોડું રાતું થાય છે. શ્વાસ ઘૂંટાય છે અને તેની સાથે આખું શરીર અથવા શરીરની એક બાજુ ખેંચાયા કરે છે, મોહોડા-માંથી ફીણ નિકળ્યા કરે છે. દાંતની બેવડ વળી જાય છે અને જીભ કચરાણી હોય તો મોહોડામાંથી લોહી પણ નિકળે છે. આ આંચકીનાં મૂખ્ય લક્ષણો છે. આંચકી ઘણું કરીને એકાએક શરૂ થાય છે. જ્યારે આંચકી વળે છે ત્યારે શરીર ધ્રુજવા લાગે છે. મોહોડું ફીકકું પડી જાય છે અને પેસાબ તથા ઝાડો થાય છે.

**કારણો**—દાંત આવતા હોય ત્યારે, માથાનું દરદ, નબળી હાલતનાં છોકરાંઓના ભેજાને પૂરતું લોહી ન મળવું, ફૂટી નીકળતા તાવો, પેટના જીવડા, ધાસ્તી અને અપચો, એ સર્વ આંચકીનાં મૂખ્ય કારણો છે. એ સિવાય કેટલાંક છોકરાંઓ જન્મથી એ દરદ થાવાને પાત્ર હોય છે. તેમજ નાની વયનાં તથા વૃદ્ધ વયનાં માબાપોથી પેદા થયેલાં છોકરાંઓ આ દરદને પાત્ર છે.

**ચિકિત્સા**—આંચકી આવી હોય તે વખતે ડોક તથા શરીરમાં લૂગડું હોય તેના બંધ ઢીલા કરવા. બચ્ચાંને પથારીમાં સૂવાડી તેનું માથું ઊંચું રાખવું. તેના મોઢા ઉપર જરા ઠંડું પાણી છાંટવું ને તેને સ્વચ્છ હવામાં રાખવું. એટલાથી બચ્ચું હુશિઆર ન થાય તો ઉના પાણીમાં જરા રાઇ નાંખી તે પાણીમાં બચ્ચાંને ડોક સુધી ડૂબે તેવી રીતે દશથી પંદર મિનિટ સુધી બેસાડવું. પાણી ઠંડુ ન થઈ જાય વાસ્તે તેમાં હળવે હળવે ઉનું પાણી નાખ્યા કરવું. માથા ઉપર એક બે મિનિટ ઠંડા પાણીની ધાર કરવી. પછી બચ્ચાંને બહાર કાઢી સારી પેઠે લૂછીને ગરમ કપડામાં વીંટીને પથારીમાં સૂવાડી દેવું અને બનતાં સુધી ડાકતરને બોલાવી તેની પાસે ઉપાય કરાવવા.

(Bell3x) બેલાડોના—ભેજામાં દરદ થવાથી, તેમજ માથામાં લોહી ચડી જવાથી આંચકી આવતી હોય, બચ્ચાંનો ચહેરો રાતો તથા ગરમ હોય, તેની આંખની કીકીઓ મોટી હોય અને બચ્ચું મજબૂત બાંધાનું હોય ત્યારે આ દવાનાં ત્રણ ચાર ટીપાં થોડા પાણીમાં નાંખી તેમાંથી એક નાનો ચમચો ભરી દર પંદર અથવા વીશ મિનિટે આંચકીનું જોર નરમ પડે ત્યાં સુધી આપવી.

(Gels3x) જેલસીમીયમ—આખા શરીરમાં આંચકીનું જોર હોય, તેમજ ગળું ખેંચાયાથી શ્વાસ બંધ થઇ જવાની ધાસ્તી હોય, અને ભેજાના દરદથી આંચકી આવતી હોય, ત્યારે આ દવા ઉપલી દવાની માફક આપવી

(Cham[3]) કેમામીલા—પાંપણ તથા મોઢું વારંવાર ફરકતું હોય, એક ગાલ ફીકકો તથા બીજો રાતો હોય, અને મૂઠીની બેવડમાં અંગુઠો દબાઇ ગયો હોય, તેમજ ચીડાઉ સ્વભાવનું છોકરૂં હોય અને બદહજમીયતથી આંચકી આવતી હોય ત્યારે આ દવા ઉપલી દવાની માફક આપવી.

(Cuprum[3]) કુપ્રમ—રાતું ઉપસેલું મોઢું તથા આંચકી આવવા પહેલાં છોકરૂં એકાએક ચીસ પાડતું હોય, આખું શરીર આંચકીના જોરથી ખેંચાતું હોય, ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ—અર્ધ વાલ દવા બે તોલા પાણીમાં નાંખી તેમાંથી નાની ચમચી ભરી દર પંદર અથવા વીશ મિનિટે પાવી.

(Acon[3x]) એકોનાઇટ—તાવની સાથે બેચેની હોય, મોઢા ઉપર તાવનો ઉભરો હોય, અને આચકી આવવાની ધાસ્તી હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર કલાકે આપવાં.

## HEADACHE (માથું દુખવું)

માથુ દુખવું એ શરીરના બીજા દરદોની સાથે હોય, અથવા તે દરદોનું લક્ષણ હોય જેમકે અપચો, સળેખમ, સન્નિપાત વિગેરે જવર, અટકાવનો બિગાડ વિગેરે. કોઇ કોઇ વખત ઉપલાં કારણો સિવાય માથું અમસ્થુંજ દુખે છે. લાંબી મુદતનું માથું દુખવું એનો ઇલાજ તેને પેદા કરનાર કારણો પ્રમાણે કરવો જોઇએ. હોમીઓપાથિક દવા એ દરદ ઉપર અસર કરે છે. માથામાં લોહીના જમા-

વથી અથવા ભેજાના દરદથી માથું દુખતું હોય તો તેને વાસ્તે ડાકતરની સલાહ લેવાની જરૂર છે.

ચિકિત્સા–(Bell^3x) બેલાડોના–માથામાં લબકારા થતા હોય, અથવા માથું ફાટ ફાટ થતું હોય, અથવા તીર વાગ્યા જેવું માથું દુખતું હોય અને તે ભારે લાગતું હોય તેમજ તેની સાથે પાંપણ ઉપર બોજો લાગતો હોય અને ગડબડાટ, પ્રકાશ, અથવા લખવા વાંચવાની મેહેનતથી દુખાવો વધારે થતો હોય, તેમજ આંખ ને મોઢું રાતું હોય, ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાખી દર કલાકે માથાનો દુખાવો નરમ પડે ત્યાં સુધી આપવી.

(Glon^6) ગ્લોનાઈન–તડકામાં ચાલવાથી અથવા લૂ લાગવાથી માથું દુખતું હોય અને તેમાં લબકારા મારવા જેવું દરદ થતું હોય અને ચકરી આવતી હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખીને દર બે અથવા ત્રણ કલાકે આપવી.

(Nux:Vom:^3) નકસવોમીકા–દારૂના કેફથી માથું દુખતું હોય, તેમજ જે લોકોના ધંધામાં ફરવા હરવાનું થોડું હોય તેવા લોકાનું માથું દુખતું હોય, માથાના દુખાવાના લીધે કાંઇ સૂજતું ન હોય, અને ચકરી આવતી હોય, તેમજ માથું ભારે લાગતું હોય, મળશકે નીદ્રા બરાબર આવતી ન હોય, તથા જમ્યા પછી માથું દુખતું હોય, તથા બદહજમીવતનાં બીજાં લક્ષણ હોય ત્યારે આ દવા ઉપયોગની છે. પ્રમાણ થોડા પાણીમાં બે ટીપાં નાંખીને દર બે અથવા ત્રણ કલાકે આપવી. આ દવા લાગુ પડનાર દરદીનો સ્વભાવ ચીડાઉ હોય છે તેમજ તેને

ઝાડાની પણ કબજીયત હોય, એવા દરદીને આ દવા વધારે લાગુ પડે છે.

(Pulv:[3]) **પલ્સેટીલા**–કોઇ બી જાતનો ભારે ખોરાક અને ખટાસ ખાધામાં આવવાથી માથું દુખી તે ભારે લાગતું હોય, તેમજ દુખાવો માથાની એક બાજુ હોય અને દુખાવાનું જોર છેક કાન સુધી પહોંચતુ હોય, મોઢું ફીકકું હોય અને ટાઢ વાતી હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર બે અથવા ત્રણ કલાકે આપવી.

(Bry:[3]) **બ્રાયોનીયા**–સળેખમને લીધે માથું દુખતું હોય, અને તેનું જોર સવારમાં તેમજ જમ્યા પછી વધારે હોય, માથું ફાટ ફાટ થઇ અંદરનું ભેજું બહાર નીકળી પડશે એવી રીતે દુખાવાનો વેગ હોય, તેમજ વાંકા વળવાથી માથું વધારે દુખતું હોય, અને ગરમીની મોસમમાં માથું દુખતું હોય તેમજ નસકોરી ફૂટવાથી માથું દુખતું હોય, ઝાડાની કબજીઆતથી માથું દુખતું હોય તો આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાખી દર ત્રણ કલાકે આપવાં.

(Ign[3x]) **ઈગ્નીશીયા**–હિસ્ટીરીઆથી તેમજ કોઇ દુઃખના સબબથી માથું દુખતું હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી થઇ પડે છે. પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે દર ત્રણ કલાકે આપવાં.

(Cham[3]) **કેમામીલા**, (Gels[3x]) જલસીમીમં, (Coffea[3x]) કોફીયા, અને (Merc[3]) મરકયુરીયસ વિગેરે બીજી દવાઓ પણ ઉપયોગી થઇ પડે છે.

**સહાયકારી ઇલાજો**–હાથ તથા પગ દશ મિનિટ સુધી ગરમ પાણીમાં બોળી રાખવા, માથા ઉપર થંડું

પાણી અથવા કોલનવોટર અને પાણી સાથે મેળવીને મૂકવું. ખોરાક હલકો લેવો. તરતની બદહજમીયતના કારણથી માથું દુખતું હોય તો બરાબર ભૂખ લાગે ત્યાં સુધી ખાવું નહીં. માથું દુખવાનું કારણ શોધી કાઢી તે દુર કરવું જોઇએ. તે દુર થયા વિના માથાનો દુખાવો બંધ થશે નહીં. કેટલીક વખતે બરાબર ઈલાજો કર્યા છતાં માથું દુખવાનું બંધ ન પડે ત્યારે તેનું કારણ દૃષ્ટિમાં છે એમ સમજી આંખોનો પુરતો તપાસ યોગ્ય ડાકતર પાસેથી કરાવવો. ભારે ખોરાક, આકરો દારૂ, તેમજ આકરી ચા તથા કાફી એ પણ પીવાં બંધ કરવાં. જમવાના વખતનો નિયમ રાખવો તેમજ ઝાડો હમેશાં બરાબર ખુલાસેથી ઉતરે તેવી દવા લેવી. ખુલી હવામાં સારી પેઠે વ્યાયામ કરવો.

---

# ભાગ ૪ થો

## આંખ, કાન તથા નાકનાં દરદો.

## INFLAMMATION OF THE EYES.

---

### (OPHTHALMIA) આંખનું આવવું

હર કોઇ કારણથી આંખ રાતી થઇ હોય ત્યારે તેને આંખ આવી એમ કહે છે. એના મૂખ્ય બે પ્રકાર છે. સાધારણ થંડાથી આંખ આવે છે તે એક પ્રકાર, અને બીજો જેમાં આંખ આવી તેમાંથી પરૂ નિકળે છે.

ને એ સિવાય પ્રમેહનું પરૂ આંખે અડકવાથી પણ આંખ આવે છે. એ કારણથી આવેલી આંખ થોડા કલાકમાં ભયંકર રૂપ પકડે છે, અને ઘણી વખત ચોવીશ કલાકમાંજ તેનાથી દૃષ્ટિનો નાશ થાય છે.

**આંખ આવે છે તેનાં લક્ષણો**—આંખ રાતી થઇ ડોળો દુખે છે. તેમજ પાંપણો નીચે કાંઇ કાંકરા ખૂંચ્યા જેવું દુખે છે. પાંપણો સૂઝે છે. આંખમાં ચળ આવે છે અને પાંપણની કોર ઉપર ઝીણી ફોલ્લીઓ થાય છે. સાંજ પડે ત્યારે તેમજ થંડા પવનથી દરદ વધે છે. સવારમાં આંખ ચોંટી જાય છે.

**ચિકિત્સા**—(Acon^3x) એકોનાઇટ—થંડો પવન લાગવાથી આંખ આવી હોય, સોજો ચડી તેમાંથી પાણી નિકળતું હોય અને અજવાળું સહન થઇ શકતું ન હોય ત્યારે આ દવા થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર બે અથવા ત્રણ કલાકે આપવી.

(Argt:nit^3) અરજનટી નાઇટ્રસ—આંખ આવી આંખનાં પોપચાં ઘણાંજ સૂજેલાં હોય, અંદરથી પરૂ નિકળતું હોય, ડોળો, પોપચાં સુજવાથી ઉઘડી શકતો ન હોય, અને અંદરના ભાગમાં ઘણીજ રતાશ તથા સોજો હોય ત્યારે આ દવા દર બે અથવા ત્રણ કલાકે થોડા પાણીમાં બે ટીપાં નાંખી આપવી.

(Calc: Carb:^3) કાલકેરીયાકારબ,(Hepar:sulph^3) હેપાર સલફર અને (Sulphur^3) સલફર—આ દવાઓ પણ ઉપયોગી છે.

**સહાયકારી ઇલાજો**—આંખ આવવાનું કારણ આંખમાં

કણું, ચૂનો, ધૂળ, માંખીના પગ અથવા પાંપણોના વાળ, એ વિગેરે હોય તો તે તરત કઢાવવાં જોઈએ. તે કઢાવ્યા સિવાય હરકોઇ ઇલાજ કરવા તે ફોકટ છે. એટલે તેનાથી ફાયદો થશેજ નહીં. અજવાળું સહન થઇ શકતું ન હોય તો માથા ઉપર એવો પડદો બાંધવો કે જેથી આંખ ઉપર છાંયો પડે-ઘણા અજવાળાથી તેમજ પવન વિગેરેથી દૂર રહેવું. આંખ ઉપર થંડા પાણીની ત્રડી મૂકવી. આંખ એજસાજ આવી હોય તો (Acid boracic gr III ad one ounce of water or zinc sulphate gr. III ad „ „ „ „) એ દવાના પાણીથી આંખો વારંવાર ધોવી. આંખોનાં પોપચાં ઘણાંજ ચડી આવ્યાં હોય અને અંદરથી પરૂ ઘણુંજ નિકળતું હોય તો ઘર મેળે કાંઇ પણ ઈલાજ ન કરતાં તાબડતોબ ડાકતરની સલાહ લેવી.

## *STYE* ON THE EYELIDS: આંજણી.

આંખની પાંપણની કોર ઉપર નાનું ગુમડું થાય છે તેને આંજણી કહે છે. તેમાં દરદ હોય છે અને તે પાકી તેમાંથી પરૂ નિકળી ગયા પછી તે બેસી જાય છે.

**ચિકિત્સા**-ઘણું કરીને તેને વાસ્તે દવા કરવાની જરૂર પડતી નથી પણ જ્યારે ઉપરા ઉપર નિકળતી હોય ત્યારે તેના વાસ્તે દવા કરવાની જરૂર છે.

(Puls³) પલ્સેટીલા-આ દવા આંજણી થઇ હોય ત્યારે થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર બે અથવા ત્રણ કલાકે આપવી. થતી અને થયેલી આંજણીઓ એ દવાથી મટી જશે; પણ ફરીથી ન થાય તે માટે નીચેની દવાઓ

થોડા દિવસ સુધી દિવસમાં ત્રણ વખત અડધા વાલ જેટલી લેવી.

(SULPH[3]) સલફર, (Calc:Carb:[6])

કાલકેરિઆ-કારબ.

## સહાયકારી ઇલાજો.

આંજણી ઉપર ગરમ પાણીથી શેક કરવો. મોટી થઇને પાક ઉપર આવી હોય ત્યારે પોટીશ મૂકવી.

## INFLAMMATION OF THE EAR

## કાનની વેદના-કાનનું દરદ.

**લક્ષણો**-કાનમાં એકાએક રાત્રીએ દરદ થાય છે. કેટલીક વખત દરદ એટલું જોસબંધ થાય છે કે તેની અસરથી દરદી ગાંડો થઇ જાય છે. કાનને અડખે પડખે તેમજ બૂટી આગળ હાથ લગાડવાથી દુખે છે. તેમજ કાનમાં અવાજો થયા કરે છે. બેહેર પણ મારી જાય છે ને કેટલીક વખત કોઇ મોટે સાદેથી બોલે તે અણગમતું થઈ પડે છે. કર્ણનળ સૂજી જઈ રાતો થાય છે અને વેદનાને લીધે શરીરમાં તાવ પણ આવે છે.

**કારણો**-થંડો પવન, નાહાતી વખતે કાનમાં પાણી જવાથી અને તે બરાબર ન લૂછવાથી, નદી તળાવમાં ડુબકીઓ મારીને તરવાથી, કાન ખોતરવાથી, અને પીચકારી મારવાથી કાન દુખવાનું દરદ થાય છે. તેમજ ફૂટી નિકળતા તાવો પછી ઘણું કરીને છોકરાંઓને કાનનું દરદ થાય છે.

**ચિકિત્સા**-(Acon[3x]) એકોનાઇટ-થંડો પવન લાગવાથી કાનનું દરદ થયું હોય તો આ દવા આપવી.

(Puls[3]) પલ્સેટીલા-કાનમાં ફાટ ફાટ થવા જેવું

દરદ થતું હોય, સોજો હોય તેમજ કાન બંધ થઈ ગયા જેવો ભાસ થતો હોય, ત્યારે આ દવા ઘણો ફાયદો આપનારી છે. છોકરાંઓને તે વધારે લાગુ પડે છે. થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર બે અથવા ત્રણ કલાકે આપવી.

(Merc$^{3x}$) મર્ક્યુરીઅસ–કાનમાં દરદ થઈ તેનો વેગ ગાલ તથા દાંત સુધી પહોંચતો હોય, અંદરથી પરૂ વહેતું હોય, પડખેની ગાંઠો સૂજેલી હોય ત્યારે આ દવા અડધા વાલ જેટલી દર ત્રણ કલાકે આપવી.

(Sulph:$^{3x}$) સલફર–બીજી દવાઓથી ફાયદો ન થતો હોય ત્યારે આ દવા અડધા વાલ જેટલી દર ચાર કલાકે એક બે દિવસ સુધી આપવી. ત્યારબાદ યોગ્ય જણાય તે તે દવા પાછી સુરૂ કરવી.

**સહાયકારી ઈલાજો**—કાન ઘણો દુખતો હોય ત્યારે કાનમાં થોડી થોડી વારે સેવાય તેવા ગરમ પાણીનાં ટીપા નાંખવાં. અથવા મોરફીઆના અર્કનાં ટીપાં ઉનાં કરીને નાંખવાં. અંદરથી પરૂ નિકલતું હોય તો કાન રૂથી લૂછી સાફ કરી બોરાસીક એસીડની ભૂકી કાનમાં નાંખવી. મેલ ભરાઇ રહેવાથી કાન દુખતો હોય તો મેલ કઢાવવો. કાનમાંથી પરૂ વેહતું હોય ત્યારે પિચકારી મારવાની જરૂર પડે તો હળવેથી મારવી અને કાન સારી પેઠે લૂછયા પછીજ તેમાં દવા નાંખવી.

## BLEEDING FROM THE NOSE.

## નાકમાંથી લોહીનું વહેવું.

બચ્ચાઓના નાકમાંથી વારંવાર લોહી નિકળે છે. છીંક ખાવાથી, ઉધરસથી, સેજસાજ વાગવાથી તેમજ

ઝાઝું દોડવાથી અને ગરમીની ઋતુમાં અમસ્થું નાકમાંથી લોહી નિકળે છે. કેટલાએક રોગોમાં પણ નાકમાંથી લોહી નિકળે છે અને તેથી સુખ થાય છે. જ્યારે એવી રીતે લોહી નિકળે અને તે ઘણું તથા વારંવાર નિકળતું ન હોય ત્યારે તે બંધ કરવાને માટે પ્રયત્ન કરવો નહીં. પણ દરદી ઘણોજ નબળો હોય અથવા જખમ થઇને લોહી નિકળતું હોય અને તે ઘણુંજ નિકળતું હોય ત્યારે તે બંધ કરવાને માટે ઇલાજો લેવા.

**કારણો**—માથાની રગોમાં લોહીનું વધારે વહેવું, નાકનું દરદ અથવા શરીરમાંથી લોહી સેજસાજ કારણોથી ઘણું વહે તેવી જાતની પ્રકૃતિ એ મૂખ્ય કારણો છે. કેટલાએકોને હરસમાંથી પડતું લોહી બંધ થવાથી નાંકમાથી નિકળે છે. કેટલીએક સ્ત્રીઓને અટકાવ ન આવતાં તેના બદલામાં નાકમાંથી લોહી નિકળે છે.

**ચિકિત્સા**—( Acon$^{3x}$ ) એકોનાઈટ—માથું ગરમ થવાથી અથવા શરીરમાં લોહીનો વધારે ભરાવો થવાથી, તાવની સાથે નાકમાંથી લોહી નિકળતું હોય, તેમજ નાડી જોસબંધ તથા ભરેલી ચાલતી હોય તો આ દવાનાં દશ ટીપાં પાંચ તોલા પાણીમાં નાંખી તેમાંથી એકેક નાનો ચમચો ભરી દર પંદર અગર વીશ મિનિટે આપવાં.

( China$^{3x}$ ) ચાઇના—લોહી ઘણું જવાથી ચેહેરો ફીક્કો પડયો હોય, દરદીને ચકરી આવતી હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી છે. દવાનાં છ ટીપાં ચાર તોલા પાણીમાં નાંખી દિવસમાં ચાર વખત આપવાં અને તે દવા આઠ દશ દિવસ સુધી જારી રાખવી.

**સહાયકારી ઈલાજો**—નાકમાંથી લોહી નિકળતું હોય

ત્યાં સુધી દરદીને ઉભો રાખવો, કારણ કે ઉભો રાખવાથી જલદીથી ચકરી આવ્યા જેવું જણાશે અને તેથી કરીને લોહી બંધ થવાને મદદ થશે. લોહી જવાને લીધે નબળાઇ થઇ હોય તો સારો પચી જાય તેવો હલકો ખોરાક આપવો. ઠંડું પાણી લોહી બંધ કરવાને મૂખ્ય સાધન છે. માથા ઉપર અથવા નાક ઉપર ઠંડા પાણીથી રૂમાલ પલાળી મૂકવો અથવા બરફ લગાડવો. કેટલીક વખતે દરદીને પોતાના હાથ ઉંચા અધર રાખવાનું કહેવું. એ સાધારણ ઉપાયથી ઘણી વખત લોહી બંધ થાય છે. ગરમ ખોરાક તથા દારૂ પીવાનું બંધ કરવું તેમજ બીજા જે કોઇ કારણોથી લોહી તપી આવે તેવાં કારણો ઉત્પન્ન થવા ન દેવાં.

## COLD IN THE HEAD—**સળેખમ.**

આ એક સાધારણ દરદ છે. અને તેમજ કેટલીક વખત ભયંકર દરદોનું પૂર્વ સ્વરૂપ પણ હોય છે. નાક અને ગળાની સંધિ ત્વચાનો આ દરદમાં સોજો થઇ તેમાંથી શ્રાવ થાય છે તે પાણી જેવો નાંકમાંથી નીકળ્યા કરે છે.

**લક્ષણો**—ઘણું કરીને સળેખમની શરૂઆત જરા ટાઢ વાઇને થાય છે. માથું ભારે થાય છે અને દુખે છે. આંખ જરા રાતી થાય છે અને એક અથવા બે નસકોરાં બંધ થઇ અંદરથી પાણી જેવો શ્રાવ થાય છે. આ પછી તરતજ ગળું પણ દુખવા આવે છે, છીંકો આવે છે, ખાલી ખાંસી ને દીલમાં કંપારો અને શરીરમાં થોડો ઘણો તાવ, નાડીનો વેગ વધે છે અને ભૂખ બંધ થાય છે.

**કારણો**—વરસાદમાં પલળવું, થંડો પવન, હવામાં ફેરફાર, શરીર ઉપર જોઇતાં કપડાંની તંગી અને પરિશ્રમ વિગેરેથી શરીર ગરમ થઇ થંડું થવા લાગે તે વખતે શરીર ઉપર પવનના ઝપાટા, એ સળેખમનાં મૂખ્ય કારણો છે. એ શિવાય શરીરની નબળી હાલત તથા ખાવા પીવા, પહેરવા ઓઢવા તથા સૂવા બેસવામાં અનિયમિતપણું એ સળેખમ થવાને પાત્ર કરે છે.

**ચિકિત્સા**—(Acon[3x])એકોઇનાટ—સળેખમની શરૂઆતમાં આ દવા ઘણીજ અગત્યની તથા ઉપયોગી છે. તેમજ બીજા જે કોઇ દરદો સળેખમથી શરૂ થાય છે તેમાં પણ આ દવા શરૂઆતમાં ઘણી અગત્યની થઇ પડે છે. વખત પ્રમાણે તેમજ જોઈએ તેટલી આપવાથી ઘણી વખત થતું સળેખમ અટકે છે. દર બે અથવા ત્રણ કલાકે થોડા પાણીમાં બે ટીપાં નાંખી આ દવા આપવી.

(Camphor) કાંફર—ટાઢની શરૂઆતમાં આ દવાનાં બે ટીપાં અરધે અરધે કલાકે થોડા પાણીમાં નાંખીને પીવાથી સળેખમ આગળ વધતું નથી ને થતું અટકે છે.

(Ars:[3]) આર્સનીક—નાકમાંથી ગરમ પુષ્કળ પાણી નીકળી નાક બળતું હોય, હાથ પગ દુખી આંગ મરડાતું હોય અને દરદી શરીરે નબળો હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી થઇ પડે છે. પ્રમાણ—અર્ધ વાલ દિવસમાં ચાર વખત.

(Merc[3]) મરકયુરીયસ—નાકમાંથી પાણી નિકળતું હોય, છીંકો આવતી હોય, નાક દુખતું હોય, શરીરમાંથી પરસેવો ઘણોજ છૂટતો હોય, તેમજ દરદી પવન ખમી ન શકતો હોય અને સાંજ પડે દરદનું જોર વધતું હોય ત્યારે આ દવા દર ત્રણ કલાકે અડધા વાલ જેટલી આપવી.

(Nux: Vom:[3]) નકસવોમીકા—માથું ભારે લાગે તેમાં દબાણ થતું હોય, નાકમાંથી દિવસમાં સેજસાજ જાડી લીંટ નિકળી, રાતની વખતે નાક બંધ થઈ જતું હોય અને ઝાડાની કબજીઆત હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દિવસમાં ચાર વખત પીવાં.

(Puls[3]) પલસેટીલા—સ્ત્રીઓ અથવા છોકરાંઓને આ દવા વધારે લાગુ પડે છે. ભૂખ બંધ થઇ મોઢાનો સ્વાદ તથા નાકની વાસ બંધ પડી હોય અને પીળા અ-થવા લીલા રંગની લીંટ નાકમાંથી ઘણીજ નિકળતી હોય અને માથું ભારે થવાથી કાંઈ સૂજતું ન હોય તેમજ દરદનું જોર સાંજની વખતે અને ગરમ હવામાં વધારે થતું હોય તો આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાખીને દિવસમાં ચાર વખત પીવાં.

(Kali-Bichr[3]) કાલીબાય-ક્રોમ—લાંબા દહાડાના સળેખમ સાથે અવાજ ઘોઘરો હોય અને ઉધરસ આવી ચીકણો લાળ જેવો કફ પડતો હોય અને ગળામાં ચાંદાં પડયાં હોય અને તેની સાથે ભૂખ પણ બંધ થઇ હોય તે વખતે આ દવા ઘણીજ ઉપયોગી છે. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ચાર વખત.

(Sulph[3]) સલફર—લાંબા દહાડાના સળેખમ સાથે નાકમાંથી લીંટ ઘણીજ નિકળતી હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી છે. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ત્રણ વખત.

**સહાયકારી ઇલાજો**—સળેખમ થયું હોય તે વખતે દરદીએ રાતમાં સૂતા પહેલાં પોતાના પગ ઉના પાણીથી

ઝારવા. (Foot Bath). પગ સારી પેઠે લૂછી ઓઢીને સૂઇ જવું, જેથી પરસેવો આવીને સળેખમ જલદી મટવાને સારી મદદ થશે. સળેખમનું જોર હોય ત્યારે ઘરમાંજ રહેવું અને વખતોવખત ગરમ દૂધ પીવું અથવા ગરમ ચા પીવી, ખોરાક હલકો લેવો.

**સળેખમનો અટકાવ**—જે લોકોને વારે ઘડીએ સેજસાજ કારણથી સળેખમ થતું હોય તેઓએ ત્રણે ઋતુમાં કાયમ થંડે પાણીએ બંધ ઓરડામાં બેસીને નાવું. નાવાનો વખત હમેશાં સવારનોજ રાખવો. નબળી પ્રકૃતીનાં માણસોએ રફતે રફતે ટાઢે પાણીએ નાહવાની આદત પાડવી. ઉના પાણીએ નાહાવું તે કાયમ નુકસાનકારક છે. સૌએ ઋતુ પ્રમાણે કપડાં ફેરબદલ પહેરવાં. નાહાનાં બચ્ચાંઓને તેવી રીતે કપડાં પહેરાવવાની ઘણીજ જરૂર છે. ખૂલ્લી હવામાં પૂષ્કળ વ્યાયામ કરવો અથવા રમવું તે ઘણુંજ અગત્યનું છે. ગળપટો ગળે નાંખવાથી સળેખમ થતું અટકતું નથી પણ ગળપટો બાંધવાની ટેવ પડયા પછી તે વિના ખૂલ્લી હવામાં જવાથી સળેખમ થયા વિના રહેતું નથી.

## BRONCHITIS-**સસણી (વરાધ) ખાંસી.**

એ દરદમાં શ્વાસ નળીઓની સંધી ત્વચાનો સોજો થાય છે. તે બે બાજુના ફેફસામાં ફેલાએલો હોય અથવા એક બાજુમાંજ હોય. સળેખમમાં ફકત નાક તથા ગળાની સંધી ત્વચા સૂજેલી હોય છે. એ દરદ ઘરડાંઓને તેમજ છોકરાંઓને વારંવાર થાય છે.

**લક્ષણો**—આ દરદની શરૂઆત, તાવ, માથું દુખતું

તથા અંગમાં સુસ્તીથી થાય છે. ચેહેરા ઉપર ફિકાસ માલમ પડે છે, છાતી બીસાયેલા જેવી લાગી શ્વાસ લેતી વખતે બહુ જોર પડે છે. શ્વાસની સાથે છાતીમાં સીસોટીના જેવા અવાજ થાય છે. શરૂઆતમાં ખાંસી અમરથી આવે છે. ત્યાર પછી ચીકણો થૂંક જેવો બળગમ નિકળે છે. અને કોઈ કોઇ વખત તેમાં લોહીનો અંશ હોય છે. નાડી ઝીણી તથા ઉતાવળી ચાલે છે, પેશાબ થોડો અને રાતો આવે છે. જીભ ઉપર ઘણો મેલ હોય છે અને માથું દુખે છે, અને થતો દુખાવો ખાંસીથી વધે છે, તેમજ તાવનાં બીજાં લક્ષણો પણ વધે છે. એ દરદથી મોત જવલેજ નિપજે છે. અને મોત નિપજવાનું કારણ શ્વાસ નળીમાં કફનો ભરાવો એ હોય છે. જેથી કરી શ્વાસોશ્વાસ બંધ પડતો જાય છે, શરીર ઉપર થંડો પરસેવો છૂટે છે. હાથ પગ ટાઢા પડે છે. મોઢું ફીકકું થાય છે. અને જીભ ઉપર કાંટા આવી જીભ કાળી થઇ જાય છે. પેસાબ ઘણો થોડો ઉતરે છે, અને છાતીમાં ઘણો અવાજ કફને લીધે થયા કરે છે. દરદી બે હાલ થઇ જાય છે અને થોડા વખતમાં તે મોતના સપાટામાં આવી જાય છે. ઘણી વખતે ઉપર લખેલાં ભયંકર પરિણામો ન થતાં સારી દવા દારૂથી સાત આઠ દિવસમાં રોગ મટી જાય છે અથવા હળવે હળવે ધીમો પડે છે.

**કારણો**—થંડા પવનમાં ઉઘાડા રહેવાથી તેમજ અતિ ઘણો થડો પવન, હવામાં એકાએક ફેરફાર, ઓઢવાપહેરવાનાં કપડાંની તંગી, અને ધૂળ તથા તેના જેવી રજ શ્વાસમાં જવાથી આ રોગ થવાનું કારણ બને છે તેમજ બીજા રોગમાં પણ એ રોગ પેદા થાય છે.

**ચિકિત્સા**-(Acon[3x]) એકોનાઇટ-દરદની શરૂઆતમાં તેમજ થંડો પવન ખાધાથી રોગ પેદા થયો હોય, તાવથી નાડી ઘણીજ ઉતાવળી ચાલતી હોય, માથું દુખતું હોય, ચકરી આવતી હોય, ઝાડો કબજ હોય તેમજ તાવનાં બીજાં લક્ષણો બેચેની વિગેરે હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર કલાકે અથવા બે કલાકે પીવાં.

(Kali Bich[3x]) કાલીબાઇ-ક્રોમ-ખાંસીમાં આ દવા ઘણી ઉપયોગની છે, તેમજ લાંબા દિવસની ખાંસીમાં જ્યારે ચિકણો અને કેમે છુટતો ન હોય તેવો બલગમ પડતો હોય તેમજ તે નિકળવાને ઘણીજ મુશ્કેલાઇ પડતી હોય ત્યારે આ દવા અડધા વાલ જેટલી દર ત્રણ કલાકે આપવી.

(Ant-Tart[3]) એન્ટીમની-ટાર્ટ-ખાંસીની બીજી અવસ્થામાં જ્યારે કે છાતીમાં ઘણોજ અવાજ થતો હોય, છાતીમાં બલગમ ભરી રેહેવાથી ઉલટી આવ્યા જેવું થતું હોય, ઉધરસ જોસબંધ આવતી હોય, શ્વાસ લેવાને મુઝવણ થતી હોય તે વખતે આ દવા અડધા વાલ જેટલી દર ત્રણ ત્રણ કલાકે આપવી.

(Ipecac[3x]) એપીકેક-આ દવા ઉધરસ થયા પછી એક બે દિવસમાં લાગુ પડે છે. છોકરાંઓને વધારે લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં. બીજી દવાઓ (Arsen[3]) આરસીનીક, (Carbo:Veg[6]) કારબો વેજ, (Merc Viv[3]) મરકયુરીવીવ, અને Sulph સલફર, વિગેરે ઉપયોગી થઇ પડે છે.

**સહાયકારી ઈલાજો**-તરતની ખાંસીમાં દરદીને ઘરમાં

જાપતા સાથે રાખવો. ખોરાક હલકો આપવો; છાતીએ ગરમ ફ્લાટીન વતી શેક કરવો અથવા અલસીની જાડી મોટી પોટીસ કરીને છાતી ઉપર મૂકવી.

**CHRONIC BRONCHITIS–જુની ખાંસી.**

આ જાતની ખાંસી ઘણું કરીને ઘરડાઓમાં જોવામાં આવે છે. હમેશાં ઉધરસ અને તેની સાથે શ્વાસ ચડે છે અને બલગમ ઘણોજ નિકળે છે. કેટલાએકને તો શિઆળામાં થાય છે અને ગરમીની મોસમમાં મટી જાય છે.

**ચિકિત્સા**–કાલબાઇ–ક્રોમ, કારબોવેજ, આગેનીયા, આરસીનીક, ફોસફરસ, હીપારસલફ, એપીકેક, લેકોપોડીયમ, કલકેરીયા–કારબ અને સલફર વિગેરે દવાઓ જૂની ખાંસીમાં ઘણીજ ઉપયોગની છે. કોડલીવરના તેલનો પણ ઉપયોગ કરવો જોઈએ.

**ખાંસીનો અટકાવ**–જે કોઇને વારંવાર સળેખમ થઇ ખાંસી આવતી હોય તેણે હમેશાં સવારમાં ટાઢા પાણીએ નાહાવાનો રીવાજ રાખવો. જેના ધર્મના રીવાજ પ્રમાણે દાઢી વધારવાને હરકત ન હોય તેણે દાઢી પણ વધારવી. કારણ દાઢીના વાળને લીધે થંડા પવનની અસર થોડી થાય છે. હંમેશાં મોઢું બંધ રાખી નાકેથી શ્વાસ લેવાનો રીવાજ રાખવો. છોકરાંઓને એવી ટેવ પાડવી કારણ કે ઘણાં છોકરાંઓ નાનપણથી મોઢું ઉઘાડું રાખી શ્વાસ લે છે, તેથી તેઓ વારંવાર ખાંસીના દરદને પાત્ર થાય છે.

## ASTHMA–દમ, હાંફણુ, શ્વાસ.

આ દરદમાં રહી રહીને ખાંસી ઉપડી દમ શરૂ થાય છે. શ્વાસ બરાબર ન ચાલવાથી દરદી ઘણોજ મુંઝાય છે. તેની છાતી ઘણીજ ભીંસાય છે. અને છાતીમાં સીસોટીના જેવો અવાજ થયા કરે છે. આ પ્રમાણે પાંચ દશ મિનિટ કે અર્ધા કલાક સુધી ચાલ્યા પછી જરા બલગમ નિકળી દરદીને તે ઘડીએ સારૂં થાય છે. શ્વાસ નળીઓમાં ઝીણા સ્નાયુતંતુ હોય છે તેના સંકોચનને લીધે નળીઓ સાંકડી થઇ જઇ તેમાંથી શ્વાસોશ્વાસ ચાલવાને ઘણીજ અડચણ પડે છે તેથી દમ ઉપડે છે.

**લક્ષણો**–આ દરદ એકાએક રાત્રીએ દરદી ઉંઘમાં હોય ત્યારે ઉપડે છે. શ્વાસ બરાબર ન ચાલવાથી તે ભર ઉંઘમાંથી જાગી ઉઠે છે, અને એકદમ દોડી બારી આગળ હવામાં શ્વાસ લેવાની ખાતર જાય છે. છાતીમાં પીંજારાની તાંત માફક બોલે છે. અને તરેહવાર સીસોટી જેવા અવાજ થયા કરે છે. એ પ્રમાણે કેટલાક વખત સુધી ચાલ્યા પછી દમ મટી જઇ જરાક થુંક જેવા બડખા આવવાથી દરદીને સારૂં લાગે છે.

**કારણો**–હવામાં ફેરફાર, ધુમાડો, ને કેટલીક જાતનાં ગ્યાસો, ધૂળ તથા બીજી જાતનાં હવામાં ઉડતાં રજકણો, કેટલીક જાતની વાસ જેવી કે ગ્યાસની વાસ, એપીકેકુવાના અને ગંધકનો ધૂમાડો એ આ દરદનાં મુખ્ય કારણો છે. તે સિવાય ખાવા પીવાની બાબતમાં અવ્યવસ્થા જેમ કે સૂવા પેહેલાં ભારે ખોરાક. આ દરદ વંશ પરંપરા પણ ઉતરે છે. અને હર કોઇ ઉમરમાં એ દરદ થાય છે.

**ચિકિત્સા**–દમ ઉપડયો ન હોય તે વખતે ફેફસાં મજબૂત થાય તેવા ઈલાજોનો ઉપયોગ કરવો અને દમ ઉપડયો હોય તે વખતે તે તરતજ બેસી જાય તેવા ઈલાજોનો ઉપયોગ કરવો.

(Ipecac:[3x]) **એપીકેક**–છાતી ભીંસાતી હોય, શ્વાસ લેવાને દરદી ઘણોજ ગભરાતો હોય, હાથ પગ ટાઢા પડયા હોય, મોઢું ફીકકું દેખાતું હોય અને ઉલટી આવ્યા જેવું થતું હોય તે વખતે આ દવા દરદના જોરમાં દશ, પંદર કે વીશ મિનિટે અને જોર મટયા પછી દર ત્રણ કલાકે આપવી. પ્રમાણ અર્કનાં બે ટીપાં અને ભુકી હોય તો અર્ધ વાલ.

(Ars[3]) **આરસીનીક**–જ્યારે શ્વાસ ઉપરાઉપરી લેવાતો હોય, મોઢા ઉપર દુઃખ પ્રદર્શિત થતું હોય, અને છાતીમાં તાંત બોલતી હોય, અને રાત્રીએ સૂવાથી તેમજ પથારી ઉપર જરા પડખું ફેરવવાથી દરદનું જોર વધતું હોય, છાતીની ભીસ હોય, તથા શ્વાસ રૂંધાતો હોય ને મોઢું ફીકકું તથા ગલોફાં બેસી ગયાં હોય ત્યારે આ દવા દર ત્રણ કલાકે અડધા વાલ જેટલી આપવી.

(Veratrum Alb[3]) **વીરેટ્રમ આલ્બ**–દમ ઘણોજ જોરમાં ઉપડયો હોય અને તેના જોરથી શરીરે ઘણોજ પરસેવો વળતો હોય અને દરદી ઘણોજ બેહાલ થઇ ગયો હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે. પ્રમાણ બે ટીપાં દર ત્રણ કલાકે.

(Nux: Vom:[3]) **નકસ વોમીકા**–મજબૂત બાંધાવાળા માણસોને આ દવા વધારે લાગુ પડે છે તેમજ

પાછલી રાતના ત્રણ અથવા ચાર વાગે દમ ઉપડતો હોય, અથવા ભારે અનાજથી, અથવા દારૂ વિગેરે પીવાની ટેવ પડી હોય તેવાઓને આ દવા વધારે લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં દર ત્રણ કલાકે.

(Sulph³) સલ્ફર–ઘણા જૂના વખતનો દમ હોય અને બીજી કોઇ દવા લાગુ ન પડતી હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ચાર વખત.

**સહાયકારી ઈલાજો**–દમ ઉપડવા જેવું જણાતું હોય ત્યારે જરા વાર નાક અને મોઢું બંધ રાખવાથી દમ ઉપડતો અટકશે. જે દવા ખાવાને વાસ્તે અપાતી હોય તે દવા ગરમ પાણીમાં નાંખી તેની વરાળ સૂંઘવાથી દમનું જોર નરમ પડે છે. ખોરાક હલકો, સાદો તથા તરત પચી જાય તેવો લેવો. રાત્રીએ બનતાં સુધી ખાવું નહીં, કસરત કરવાનો તથા મુગદળ ફેરવવાનો મહાવરો રાખવો જેથી છાતી ભરાઇ મજબૂત થશે. સવારના પહોરમાં થંડા પાણીમાં વાદળીનો કટકો નાંખી તેનાથી આખું શરીર લૂછવું. સારી હવામાં એટલે જે હવામાં રહેવાથી દમ ન ઉપડતો હોય તેવી હવામાં રહેવું.

## COUGH–ખાંસી, ઠાંસો, ઉધરસ.

ખાંસી, અવાજ બેસવો એ દરદનું એક લક્ષણ છે અને મૂખ્ય દરદ નથી. ખાંશી ઘણી જાતની હોય છે. નીચે જે દવાઓ લખી છે તે ફકત એકલી ખાંસીને માટેજ એટલે તેની સાથે બીજા રોગો ન હોય, ત્યારે ઉપયોગમાં લેવી. નીચે લખેલી દવાઓનો ઉપયોગ કરતાં ખાંશી ન મટે તો તેને માટે યોગ્ય સલાહ લેવી.

**ચિકિત્સા**–(Acon$^{3x}$) એકોનાઇટ–ખાલી ખાંસી. સેજસાજ તાવ, માથાંનો દુખાવો, પાણીની તરસ તથા પેસાબનું પ્રમાણ થોડું, ઝાડાની કબજીઆત હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર બે કલાકે આપવાં.

(Ipecac$^{3x}$) એપીકેક–વારે ઘડીએ ખાલી ખાંસી આવતી હોય અને ખાંસીના જોરથી ઉલટી થતી હોય, છાતી ઉપર ભાર તથા તેમાંથી સરડ, સું એવો અવાજ નિકળતો હોય અને અંદર કફ ભરાઈ રેહેવાથી શ્વાસ લેવાને મૂશ્કેલાઇ પડતી હોય ત્યારે એ દવા દર ત્રણ કલાકે થોડા પાણીમાં બે ટીપાં નાંખી પીવી.

(Bry$^{3x}$) બ્રાયોનીયા–વારે ઘડીએ ખાલી ઉધરસ આવતી હોય અને તેની સાથે છાતીમાં, પડખામાં, તથા માથાંમાં દરદ થતું હોય, ગરમ હવામાંથી થંડા હવામાં જવાથી ખાંશી વધતી હોય, ઉધરસ આવતી વખતે છાતીમાં દરદ થવાથી છાતી પકડી રાખવી પડતી હોય ત્યારે આ દવા ફાયદાકારક થશે. પ્રમાણ થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર ત્રણ કલાકે પીવી.

(Hepar Sulph$^{3}$) હીપારસલ્ફ–ખાંસીના જોરથી દરદી ચીડાઇ જતો હોય, અવાજ બેસી ગયો હોય, ગળામાં બલતરા થતી હોય અને થંડા પવનથી ખાંશીનું જોર વધતું હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગની છે. પ્રમાણ થોડા પાણી સાથે બે ટીપાં નાંખી દર ત્રણ ત્રણ કલાકે લેવાં.

(Carbo: Veg:$^{6}$) કાર્બોવેજ–જરા જરા કારણથી સળેખમ થઇ ઉધરસ ઉપડતી હોય, અવાજ બેસી ગયો

હોય અથવા બીલકુલ બોલાતું ન હોય ત્યારે આ દવા ઉપયોગની છે. પ્રમાણ ઉપર પ્રમાણે.

(Kali: Bich[3]) કાલીબાઇ ક્રોમ-ઉધરસની સાથે ચીકણો લાખ જેવો બલગમ જે થૂંકતી વખતે મહેનત કરવા છતાં મોઢામાંથી છુટતો ન હોય, શ્વાસ રૂંધાતો હોય, અને ખાસીનું જોર પાછલી રાતનું થતું હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે.

(Sulph[3]) સલ્ફર-ઉપલી બધી દવાથી ફાયદો ન થતો હોય ત્યારે આ દવા વચમાં થોડા દિવસ આપવાથી જરૂર ફાયદો થશે. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ત્રણ વખત.

## ખાંસીનું દરદ ન થવાના ઈલાજો-(PREVENTION.)

થંડા પાણીએ નાહાવું અથવા સવારના પહોરમાં થંડા પાણીમાં વાદળીનો કટકો બોળી તે વતી શરીર લૂછવું. રૂતુમાફક કપડાં પહેરવાં, ખુલ્લી હવામાં સારી પેઠે વ્યાયામ કરવો, શહેરની હવા જોઇએ તેટલી સ્વચ્છ હોતી નથી માટે ગામડાની હવામાં જઈને રેહેવું. ભીનાશવાળી હવામાં તેમજ જ્યાં ઘણી ભીડ હોય તેવે ઠેકાણે જવા આવવાનુ મોકૂફ રાખવું. હમેસાં મોઢું બંધ રાખીને નાકેથી શ્વાસ લેવો એ પણ ઘણુંજ અગત્યનું છે.



# ભાગ ૫ મો.

## પચનેંદ્રિયનાં દરદો.

## DISEASES OF THE DIGESTIVE SYSTEM.

### THRUSH. મોઢું આવવું.

**લક્ષણો**—મોઢાની અંદર ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે અથવા સફેદ ચાઠાં થાય છે. કેટલીક વખતે પાંચ દશ ફોલ્લીઓ ભેગી થઇ એક મોટુ ચાઠું થાય છે અને તેના ઉપર સફેદ છારી વળેલી હોય છે. સૂક્ષ્મ દર્શકયંત્ર વડે આ છારી તપાસી જોતાં કેટલીક વખતે તેમાં જીવડાંઓ માલમ પડે છે. છોકરૂં ધાવતું હોય ત્યારે માની ડીંટડીને તે જીવડાંઓ વળગે છે અને તેથી તે પાકવાનો સંભવ હોય છે. કેટલીક વખતે મોઢું આવવાનો રોગ પેટમાં ઉતરી જાય છે. મોઢું આવવાની સાથે ઘણાજ ઝાડા થતા હોય તેની સાથે તાવ હોય, અને બે ચેની હોય ત્યારે ધાસ્તી રાખવા જેવું છે. મોટાઓને એ દરદ અમસ્થું થતું નથી પણ ક્ષય, સન્નિપાત જ્વર વિગેરે દરદો સાથે થાય છે. ત્યારે તેથી ધાસ્તી રાખવા જેવું છે.

**કારણો**—બચ્ચાંઓની નબળી હાલત તથા માના દૂધમાં વિકાર, એ આ રોગનું મૂખ્ય કારણ છે. ઉપરથી અપાતું દૂધ વિકારી હોય તથા બચ્ચાંઓને જોઇએ તેટલાં

સ્વચ્છ ન રાખ્યાં હોય તો આ દરદ થવાને તેઓ પાત્ર થાય છે.

**ચિકિત્સા**-(Borax) બોરેક્સ–એક શેર પાણીમાં પા તોલો આ દવા નાંખી તે પાણીથી છોકરાંઓનું મોં વારે ઘડીએ ધોઇને સાફ રાખવું. તેમજ એક તોલો ગ્લીસરીનમાં પાંચ વાલ આ દવા નાંખી સારી પેઠે હલાવીને તેની આંગળી વારે ઘડીએ છોકરાંઓનાં મોઢામાં ફેરવીને લાળ પડવા દેવી તેથી જલદીથી ફાયદો થશે. એ ઉપાયથી ઘણી વખતે મોઢું આવેલું સારૂં થશે. કેટલીક વખતે નીચેની દવાઓ પેટમાં ખાવાને આપવાની પણ જરૂર પડે છે.

(Merc:viv[3]) મર્ક્યુરી વીવ–જ્યારે મોઢામાંથી લાળના રેલા ચાલતા હોય, મોઢામાં ખરાબ વાસ મારતી હોય, ઝાડો વારે ઘડીએ નરમ આવતો હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી થઇ પડે છે. દિવસમાં ત્રણ વખત આપવી. પ્રમાણ પા વાલ જેટલી.

(Ars[3]) આર્સીનીક–મોઢામાં પડેલાં ચાઠાંનો રંગ કાલો થઇ ગયો હોય અને મોઢું ઘણુંજ ગંધાતું હોય, ઝાડો તથા ઉલટીથી છોકરૂં બેહાલ થઇ ગયું હોય ત્યારે આ દવા એક રતી જેટલી દર ત્રણ ત્રણ કલાકે આપવી.

(Carbo: Veg:[6]) કાર્બોવેજ–ઉપલી દવાની માફકજ લક્ષણો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ અર્ધું વાલ દિવસમાં ત્રણ વખત.

(Sulph[3]) સલ્ફર–યોગ્ય જણાયેલી દવાથી ગુણ ન થતો હોય ત્યારે આ દવા આપવી. એનાથી દરદ ફરીને ઉથલો મારશે નહીં, શરીર ઉપર ખશના ફોલ્લાં

હોય તથા મોઢામાં ખાટી વાશ મારતી હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે.

આ દરદમાં બને તેટલી સ્વચ્છતા રાખવી તેમજ છોકરાંને સારી હવામાં રાખી સારો ખોરાક આપવો. માની અથવા ધાવની તબીયત ખરાબ હોવાથી છોકરાંનું મોઢું વારે ઘડીએ આવતું હોય તો છોકરાંને ધવડાવવાનું એકદમ બંધ કરી ગાયનું દુધ તથા બીજો જે ખોરાક છોકરાંને આપી શકાય તેવો હોય તે ઉપર તેને રાખવો.

## DISORDERS OF TEETHING (બચ્ચાંઓને દાંત આવતી વખતે થતાં દરદો.

નબળી હાલતનાં બચ્ચાંઓને દાંત ફુટતી વખતે ઘણું દુઃખ વેઠવું પડે છે. કેટલાકોને ઝાડો થઇ આવે છે, આંચકી આવે છે. તાવ આવે છે. વળી બીજા કેટલાકોને ઝાડો બંધ થઈ જાય છે. પેટમાં ચુંક ચાલે છે અને કાનમાં દુખાવો થાય છે. વિગેરે.

**કારણો**—ઘણો અથવા બચ્ચાંઓથી ન પચાવી શકાય તેવો ખોરાક, તેમજ નબલી પ્રકૃતિ એ દાંત આવતી વખતે દરદ થવાનાં કારણો હોય છે. ઘણા વહેલા દાંત આવવાથી છોકરાંઓને વધારે દુઃખ વેઠવું પડે છે. દાંત આવતાં ઘણી વાર લાગે ત્યારે છોકરાંની તનદુરસ્તીમાં બીગાડ છે એમ સમજવું.

**ચિકિત્સા** (Acon^3x) એકોનાઈટ—પેઢાં ચડેલાં રાતાં અને ગરમ લાગતાં હોય, હાથ લગાડવાથી તેમાં દરદ થતું હોય, અને બચ્ચું ઘણુંજ બેચેન હોય ત્યારે આ દવાનાં

થોડા પાણીમાં બે ટીપાં નાંખી દર ત્રણ ત્રણ કલાકે એક નાનો ચમચો ભરીને આપવી.

(Cham³) કેમેમીલા—ઉપલી દવા પછી આ દવાનો ઉપયોગ કરવો. ખાલી ખાંસી આવતી હોય, છોકરાંને કોઇ રીતે ચેન પડતું ન હોય અને તેના ગાલ રાતા થયા હોય ને લીલા રંગનો ફીણ જેવો પાતળો ઝાડો આવતો હોય ત્યારે આ દવા આપવાથી અવસ્ય ફાયદો થશે. એક તોલા પાણીમાં બે અથવા ત્રણ ટીપાં દવાનાં નાંખી દર બબે કલાકે નાનો ચમચો ભરીને આપવી.

(Gels³ˣ) જલ્સીમીયમ—માથામાં દરદ, નિંદ્રાનો નાશ, એકદમ ચીસો નાંખવી, આમથી તેમ પછાડી મારવી અને સેજસાજ તાવ, એવાં લક્ષણો હોય ત્યારે આ દવા ઉપલી દવાની માફક આપવી.

(Bell³ˣ) બેલાડોના—મોઢું તથા આંખો રાતી થઇ હોય, આંચકી આવ્યા જેવા હાથ પગ ખેંચાતા હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ એક ટીપું દર ત્રણ કલાકે.

(Calc: Carb:³) કલકેરીયા કાર્બ—દાંત ફૂટતાં ધાર્યા કરતાં વધારે વખત લાગે એટલે જેટલે મહિને દાંત આ-વવા જોઇએ તેના કરતાં બે ત્રણ મહિના મોડા આવે તેમજ છોકરાંને કાયમ બે ત્રણ વખત ઝાડો આવતો હોય અને તે ઝાડાની ખાટી વાસ આવતી હોય, ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે. આ દવા મહિના બે મહિના સુધી આપવી જોઇએ. દિવસમાં ત્રણ વખત પા વાલ જેટલી આપવી.

(Silicea³) સાઇલીસીયા—ઉપલી દવાની માફકજ

લક્ષણો હોય ત્યારે આ દવા આપવી. વિશેષ એટલુંજ કે પેઢાં ફાટી દાંતને બાહાર આવતાં ઘણી વાર લાગે છે.

**સાહાયકારી ઇલાજો**-એવી વખતે છોકરાંઓની તનદુરસ્તી સારી રાખવાને માટે તેમને સ્વચ્છ હવામાં રાખવાં જોઇએ. સવાર સાંજ ખૂલ્લી હવામાં ફરવા તેડી જવાં જોઇએ અને તેમનો ખાવાપીવાનો નિયમ રાખવો જોઇએ. બચ્ચાંઓને મોઢામાં કરડવા વાસ્તે રબરની સળી આપવી.

## TOOTH ACHE (દાંતની વેદના)

**કારણો**-પોલ પડેલા દાંત, હવામાં એકાએક ફેરફાર, અપચો, સગર્ભાવસ્થા, અથવા બીજું કોઈપણ જાતનું શરીરમાં દરદ એ દાંતમાં વેદના થવાનાં મૂખ્ય કારણો છે. દાંતની વેદના રહી રહીને ઉપડે તેવી જાતની હોય છે.

**ચિકિત્સા**-ક્રીયાસોત, અથવા અફીણનો અર્ક, દાંતે લગાડયો હોય તો મોઢું સાફ ધોઇ નાંખ્યા પછીજ નીચેની દવાઓ લેવી.

ઠંડીથી=મર્ક્યુરી, એકોનાઇટ, ડલકમારા.

બીનાસથી=કેમોમીલા.

પવનના જોસથી=પલ્સેટીલા.

વાયુ તબીયતવાળા માણસોના દાંતમાં વેદના થતી હોય ત્યારે=બ્રાયોનીયા, મર્ક્યુરી, એકોનાઇટ, બેલાડોના.

દાંતમાં પોલ હોવાથી વેદના હોય તો=મર્ક્યુરી, ક્રીયાસો.

પેઢાં ચડી મોઢું સુઝી આવેલું હોય તો=કેમામીલા, મર્ક્યુરી, બેલાડોના, અથવા બ્રાયોનીયા.

સગર્ભાવસ્થામાં=નક્ષવોમીકા, બેલાડોના, પલ્સેટીલા, કેમોમીલા.

(Merc: Viv³) મર્કયુરી–વીવ–દાંતમાં પોલ હોય તેની સાથે વેદનાનો વેગ તે બાજુના મોઢાના તમામ ભાગોમાં પહોંચતો હોય, તેમજ ગળાની તથા કાનની ગાંઠોમાં પણ વેદના થતી હોય, અને કોઇબી થંડી ચીજ ખાધાથી અથવા પીધાથી વેદના વધતી હોય, તેમજ થંડી અને ભીનાશવાળી હવાથી વેદના વધતી હોય, અને તે બાજુનું મોઢું સુઝયું હોય, પેઢાં આળાં થયાં હોય અથવા તેના ઉપર ફોલ્લી થઈ હોય, મોઢામાંથી લાળ ઘણીજ નિકળતી હોય, અને શરીરે પરસેવો છૂટતો હોય, ત્યારે આ દવા ભૂકી હોય તો અડધો વાલ, અને પ્રવાહી હોય તો બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર પંદર અથવા વીશ મિનિટે પીવી.

(Bell³ˣ) બેલાડોના–એક કરતાં વધારે દાંતો એક સાથેજ કળતા હોય, અથવા તેમાં વધારે ફાટફાટ થતી હોય, દાંતની વેદના કાનમાં તથા તે બાજુના મોઢાના તમામ ભાગમાં થતી હોય, ને રાતની વખતે અથવા થંડી હવાથી તે વેદના વધતી હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર પંદર અથવા વીશ વીશ મિનિટે વેદનાનું જોર હોય ત્યાં સુધી આપવાં.

(Cham³ˣ) કેમોમીલા–થંડો પવન લાગવાથી, પરસેવો આવતો એકદમ બંધ થઇ જવાથી, અથવા મનોવિકારથી તીર ભોંકાયા જેવી અને ખેંચાયા જેવી દાંતમાં અત્યંત વેદના થતી હોય અને તે વેદનાની અસર કાન તથા તે બાજુનાં મોઢા સુધી પહોંચતી હોય, રાતની વખતે, તેમજ ખાધા પછી અને કાંઈપણ ગરમ પીધા પછી વેદનાનું જોર વધતું હોય, તે તરફનું મોઢું સૂજેલું હોય,

અને રાતું થયેલું હોય, અને બીજી તરફનું મોઢું ફીકકું દેખાતું હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી વેદનાનું જોર કમી થાય ત્યાં સુધી દર પંદર મિનિટે આપવાં. છોકરાંઓને આ દવા વધારે લાગુ પડે છે.

(Puls[3x]) પલ્સેટીલા—લબકારા મારતાં જેવું, અથવા અંદરથી કોઇ ખોદતું હોય તેવી જાતની વેદના થતી હોય, અને તે વેદનાનું જોર તે બાજુની આંખ તથા માથા સુધી પહોંચી અડધું માથું દુખતું હોય, અને વેદનાનું જોર રાત્રીએ તેમજ ગરમ પાણીથી અથવા ગરમ હવાથી વધતું હોય, પણ થંડુ પાણી દાંતને લાગવાથી તેમજ ઠંડી હવાથી વેદના શાંત થતી હોય તો આ દવાનાં બે ટીપાં દર પંદર મિનિટે વેદનાનું જોર કમી થાય ત્યાં સુધી થોડા પાણીમાં નાંખીને આપવાં. આ દવા નરમ તબીયતનાં તેમજ ઉજલી વર્ણના માણસોને તેમાં વળી બૈરાંને વધારે લાગુ પડે છે.

(Nux: Vom[3]) નક્ષવોમીકા—કાયમ બેસીને કામ કરનારની દાંતની વેદના, તેમજ જે માણસ દારૂ, કાફી, આ વિગેરે હમેશાં પીએ છે તેના દાંતની વેદના, આ દવાથી મટે છે. અપચો થયેલો હોય છે અને ઝાડો પણ ઘણી વખત કબજ હોય છે. વેદનાનું જોર સવારમાં અથવા કાંઇ મન વિચારનું કામ કરતી વખતે અને થંડો પવન તેમજ થંડા પાણીનાં અડકવાથી વધે છે. તેવા દરદીને આ દવા ઉપલી દવા પ્રમાણે આપ્યા કરવી.

(Bry[3]) બ્રાયોનીયા પવનથી થતી દાંતની વેદના

જે ગરમ પાણીથી અથવા હવાથી વધે છે, પણ ઠંડો પવન અડવાથી હલકી પડે છે, તેવી જાતની વેદના ઉપર આ દવા લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં દર બે અથવા ત્રણ કલાકે.

**સહાયકારી ઇલાજો**-દાંત હમેશાં સવારમાં તથા જમ્યા પછી દાંતના બ્રસ (Tooth Brush)થી સારી પેઠે ઘસી સાફ રાખવા. દાંત ઘસતી વખતે ફક્ત બહારથી ઘસવા એટલુંજ નહીં પણ અંદરથી પણ સારી રીતે ઘસવા. દાંતનો બ્રસ નરમ હોવો જોઇએ. લોકોમાં એવો વહેમ જોવામાં આવે છે કે જોરથી દાંત ઘસતાં પેઢામાંથી લોહી નિકળી પેઢાં ખવાઇ જશે એ વહેમ કેવળ ખોટો છે. એવી રીતે ઘસવાથી પેઢામાંથી લોહી નિકળતું બંધ થશે એટલુંજ નહીં પણ તે, મજબૂત થશે અને દાંતનું રક્ષણ સારી રીતે થશે. કાંઇ પણ કાંકરાળી ચીજ દાંત ઉપર ઘસવી નહીં. કારણ કે તેનાથી ઇજા થાય છે. હંમેશાં બદહજમીયત થતી હોય તેવાઓના દાંત વારંવાર બગડે છે માટે યોગ્ય દવા લઇ બદહજમીયતનું દરદ તરત દૂર કરવું. હમેશાં સખત ગરમ કોઇબી પ્રવાહી પીવાની ચીજ, બરફ અને અતિ ઉનો ખોરાકનો ઉપયોગ ન કરવો. એનો ઉપયોગ કરવાથી ગમે તેટલા મજબૂત દાંત હશે તોપણ તે બગડયા વિના રહેશે નહીં. કેટલીક વખતે દાંત હલતો હોય અથવા ખવાઇ ગયો હોય તો તેને ખેંચીને કઢાવાથી વેદનાનો અંત આવે છે. માટે તેમ કરવાને આનાકાની કરવી નહીં. હમેશાં દાંત સારી પેઠે બ્રસથી ઘસીને સાફ રાખવાથી દાંતની વેદના કોઇ દિવસ ઉપડશે નહીં.

## SORE THROAT ગળું આવવું.

ગરમી અથવા બીજા કોઇ વિકાર સિવાય ગળું આવવું, એ ઘણો સાધારણ રોગ છે. એની સાથે સલેખમ પણ થયેલું હોય છે. સેજસાજ ગળું આવ્યું હોય ત્યારે એકોનાઈટ (Acon$^{3x}$)નો ઉપયોગ કરવાથી દરદ દૂર થશે. કેટલીક વખત જ્યારે ગળું અંદરથી રાતું થઇ ગયું હોય અને તેની સાથે ગળામાં શોષ પડતો હોય ત્યારે બેલાડોના (Bell$^{3x}$)ની જરૂર પડે છે. (Merc$^{6}$) મર્ક્યુરી–જ્યારે ગળામાં શોજો થયો હોય અને તેની સાથે બહારની ગાંઠો દુખતી હોય અને મોઢામાંથી લાળ પડતી હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. ઉપલી દવાઓનું પ્રમાણ બે ટીપાં દર ત્રણ કલાકે થોડા પાણી સાથે લેવાં.

## INDIGESTION (DYSHEPSIA)

## બદહજમીયત, અપચો, અજીર્ણ.

લક્ષણો–ભૂખ ઓછી (મંદ) થાય છે, આંતરડામાં પવન પકડે છે. મોઢે મોળ આવે છે. ઓડકાર તેની સાથે ગળામાં ખાટું અને કડવું પાણી આવી ગળું બળે છે. જીભ ઉપર સફેદ છારી હોય છે. મોઢામાં વાસ મારે છે. ઝાડો કબજ હોય છે. અથવા ઝાડો વધારે વખત આવે છે. છાતીમાં બળે છે. પેટ ભરેલું લાગે છે. અને ખાધા પછી પેટ દુખે છે. માથાનો દુખાવો અને છાતીનો ધબકારો હોય છે. એ સિવાય બીજાં કેટલાંક લક્ષણો પણ થાય છે.

કારણો–ઘણું તથા વારે ઘડીએ ખાવું, ખાવાના

પદાર્થો ન પચે તેવા જેમકે ઘણું ઘી વિગેરે. જમતી વખતે ઉતાવળ કરી અનાજ પૂરતું ચાવ્યા વિના ગળવું, ઘણા ઉના પદાર્થ, આકરો દારૂ, તંબાકું, ચા તથા કાફીનો ઘણો ઉપયોગ, વારે ઘડીએ જુલાબની દવા લેવી, બહાર ફરવાનો રીવાજ ઘણોજ ઓછો, તેમજ થાકી જવાય એવી મહેનત, રાત્રીએ મોડા સૂવું, થંડો પવન, બીનાશ તથા મનોવ્યાધિ વિગેરે બદહજમીયતનાં મૂખ્ય કારણો છે.

**ચિકિત્સા**–દવાનો ઉપયોગ તથા તેની સાથે ફરી (પરહેજી) અવશ્ય રાખવી જોઇએ. એકલી દવા ગમે તેવી સારી હોય તોપણ ફરી વિના બદહજમીયતનું દરદ મટશે નહીં.

(Nux: vom:[3]) નક્ષવોમિકા–પેટની ફૂલ, દુખાવો ને થોડું જમ્યાથી પેટ એકદમ ભરાઈ જતું હોય, છાતીમાં છારીયા ઓડકાર આવી બલતું હોય, પેટમાં પવન પકડતો હોય, ને વારે ઘડીએ ખાધેલા અનાજની તથા પીત્તની ઉલટી થતી હોય, મોઢું ખાટું અથવા કડવુ રહેતું હોય, માથું દુખતું હોય, જમ્યા પછી ઉંઘવાનું મન થતું હોય અને શરીર મહેનત અથવા વિચારનું કામ બની શકતું ન હોય, તથા ઝાડો સાફ ન આવતો હોય એટલે થોડો આવી ઝાડે જવાની વારવાર શંકા રહેતી હોય, ત્યારે આ દવા ઘણીજ ઉપયોગની છે. પ્રમાણ બે ટીપાં અથવા બે ગોળીઓ. દિવસમાં ચાર વખત સારૂં થાય ત્યાં સુધી લેવી.

(Lycop[30]) લાયકોપોડીયમ–ઉપલાં લક્ષણો સાથે જયારે ચહેરો ફીકકો હોય અને જમણા પડખામાં

દુખતું હોય, પેટમાં પવન ગડ ગડ અવાજ કરતો હોય, ત્યારે આ દવા આપવી. પ્રમાણ અર્ક હોય તો બે ટીપાં, ભુકી હોય તો અર્ધ વાલ-દિવસમાં ચાર વખત.

(Puls[3]) પલ્સેટીલા- છાતીમાં બળતરા, મોઢામાં ખાટી કડવી અથવા નઠારી રૂચી, જીભ ઉપર સફેદ જાડી છારી, મોઢે મોળ અને વારે ઘડીએ ફુચા પાણી જેવો ઝાડો રાતના ભાગમાં વધારે આવે છે. તેમજ પેટમાં દુખાવો થયા વિનાનો ઝાડો, ઘી વાળો પદાર્થ ખાવાથી અથવા બાદી કરે તેવા પદાર્થ ખાધાથી બદહજમીયત થઈ હોય ત્યારે આ દવા વધારે લાગુ પડે છે. તેમજ સ્ત્રીઓને તથા બીકણ અને નરમ સ્વભાવના માણસને આ દવા વધારે લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં અથવા બે ગોળીઓ દિવસમાં ચાર વખત લેવી.

(Bry[3]) બ્રાયોનિયાં—અન્ન દ્વેષ અને દારૂ પીવાનો શોખ, મોઢામાં પાણી છૂટવું, અથવા ખાધા પછી ઓડકાર, પેટમાં પથરની માફક બોજો, પેટમાં ચૂંક તથા ચસક, જેનો વેગ જમણા ખભા સુધી પહોંચે એવી ઝાડાની કબજીઆત, ચીડાઉ સ્વભાવ એ લક્ષણો ઉપર આ દવા બરાબર લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં અથવા બે ગોળીઓ દિવસમાં ચાર વખત લેવી.

(Ant–Crud[3]) એન્ટીમેનીક્રુડ–મોળ અથવા પીત્તની ખાલી પાણીની ઉલટી, દુર્ગંધવાળા અથવા અનાજની વાસવાળા ઓડકાર, પુઠે પવન છૂટે તેની ઘણીજ નઠારી વાસ, ઝાડાની કબજીયત અથવા પાણી જેવો ઝાડો, જીભ ઉપર દૂધના જેવી સફેદ છારી, પેશાબમાં ધાત, મો-

દા ઉપર બળાઇઓ, એવાં લક્ષણો હોય ત્યારે આ દવા આ-પવી. પ્રમાણ અડધો વાલ દિવસમાં ચાર વખત લેવી

(Kali-bichr[3]) કાલીબાઇ ક્રોમ—જીભ ઉપર જાડી પીળા રંગની છારી, મોઢું કડવું, મોઢે મોળ અને ખાટા ઓડકાર, ખાધેલું અનાજ પચી જવાને ઘણીજ વાર લાગે એવાં લક્ષણો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ ઉપલી દવા પ્રમાણે.

(China[3x]) ચાઇના—મલેરીયાવાળી હવામાં રહેવા-થી અથવા નબળાઇ પેદા કરે તેવા શ્રાવોથી ભૂખ મંદ પડી હોય, જીવ ઉંડો ઉતરી જતો હોય, અને થોડું ખા-ધાથી સારૂં લાગતું હોય પણ થોડા વખતમાં ફરી જીવ ઉંડો ઉતર્યા જેવું લાગતું હોય અથવા પેટમાં દરદ થયા વિના વારે ઘડીએ ઝાડા થઇ દરદી બેહાલ થતો હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે. પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે મેળવી દિવસમાં ચાર વખત બબે કલાકે લેવાં.

(Ipecac[3]) એપીકેક—મોળ તથા ઉલટી એ આ દવાનું મૂખ્ય લક્ષણ છે. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ. અથવા ચાર વખત લેવાં.

(Sulph[3]) સલફર—યોગ્ય જણાતી દવા ઘણા દિવસ આપવાથી જ્યારે બરાબર ફાયદો થતો ન હોય ત્યારે વચમાં બે ત્રણ દિવસ આ દવા આપવી; તેમજ ઘણા દિવસની બદહજમીયત હોય ત્યારે અને તેની સાથે શરીરે ચળ, હરસ, અને ઝાડો કબજ હોય તો આ દવા આપવી. પ્રમાણ અર્ધવાલ દિવસમાં ત્રણ વખત.

**સહાયકારી ઇલાજો**—બદહજમીયતના દરદથી પી-

ડાતા સૌ દરદીઓએ પોતાનામાં પડેલી કેટલીક ખોટી ટેવો બંધ કરવી. ખાવાના ખોરાકનું પ્રમાણ તેમજ તેના ગુ-ણ અવગુણની બરાબર તપાસ રાખવી. તેમજ જમવાના વખતનો પણ નિયમ રાખવો. સૌને માટે એક સાધારણ નિયમ બાંધી શકાય નહીં, કારણકે જેટલાં માણસ તેટલી પ્રકૃતિ હોય છે. તેથી એકને જે નિયમ લાગુ પડે તે બીજાને લાગુ ન પડે. અજીર્ણ થવાનાં લક્ષણો જણાય કે તરત તેને દૂર કરવાના ચાંપતા ઇલાજો લેવા જોઇએ. જેથી આગળ જતાં આ અમૂલ્ય દેહનો સર્વત્ર ઉપયોગ થઇ શકે. તેમજ દુનિયાંનું સુખ પણ સારી રીતે ભોગવી શકાય. નીચેની ખોટી ટેવોને અવશ્ય દૂર કરવી જોઇએ. એકી વખતે ઘણું ખાવું, તેમજ અપવાસ કર્યા કરવું, અથવા ખાધાજ કરવું, રાત્રીએ મોડું જમવું, ભાણામાં એક વખતે જૂદી જૂદી જાતના ખાવાના પદાર્થો, પૂરતું ચાવ્યાવિના ગળી જવું, જમ્યા પછી તરત અંગ તથા મન મેહેનત કરવાની શરૂઆત કરવી, બેસી રહેવા જેવો ધંધો, (જેવો કે દરજીનો) પોતાના શરીર-ની સ્વચ્છતાનું બેદરકારપણું, દારૂ પીવાની, તંબાકુ ખા-વાની તથા પીવાની ટેવ, અફીણ ખાવાની ટેવ, ચા અને કાફીનો અતિશય ઉપયોગ; કાચાં ફળો, બરાબર ન રાંધે-લી તરકારી વિગેરે. બદહજમીયતવાળા દરદીએ ઘણું ખાવું નહીં. બને ત્યાં સુધી જમવાના વખતનો નિયમ રાખવો. અને જમતી વખતે કોઇ જાતની ફિકર ચિંતા રાખવી નહીં. જેને દિવસના ભાગમાં મહેનતનું કામ કરવું હોય તેણે બપોરના ઘણું ખાવું નહીં. ઘણું ખાધા પછી

તરત શરીરને, મહેનત કરવાથી વહેલું મોડું બદહજમીય-તનું દરદ થયા વિના રહેશે નહીં.

નરમ બીછાનાં તથા ઘણી ઉંઘ બહદજમીયતવાળા દરદીએ પસંદ કરવી નહીં. હમેશાં વહેલા સુઇ વહેલું ઉઠવું. ઠંડે પાણીએ નાહાવાનો નિયમ રાખવો. તેમજ સવાર સાંજ ખૂલ્લી હવામાં ફરવાનો પણ નિયમ રાખવો. એ નિયમનો ભંગ અથવા જેઓ એ પ્રમાણે અભ્યાસ રાખતા નહીં હોય તેઓની પાચન શક્તિ જરૂર મંદ રહેશે. પીવાને વાસ્તે સૌથી ઉત્તમ પાણી સિવાય બીજું કાંઇ નથી. હાલ જે ચા તથા કાફીનો રીવાજ પડેલો છે તે મારા અનુભવ પ્રમાણે કેવલ નકામો છે. અતિશય બરફનું ઠંડુ પાણી પણ બદહજમીયતવાળા દરદીએ વાપરવું તે હું નાદુરસ્ત ધારૂં છું.

## VOMITING (ઉલટી, વાન્તિ).

**કારણો**—અજીર્ણ એ ઉલટીનું મૂખ્ય કારણ છે અને ઉલટી અજીર્ણનું મૂખ્ય લક્ષણ છે. ઘણો અને ગેરવાજબી ખોરાક, સગર્ભાવસ્થા, ભેજાનું દરદ, હોજરીની ચાંદી, આતરડામાં કોઈ જાતનો પ્રતિબંધ, ફૂટી નિકળતાં તાવો, એ વિગેરે ઉલટીનાં કારણો છે.

**સાધ્યાસાધ્ય વિચાર**—ભેજાના દરદમાં અથવા ફેફ્રરૂં એટલે વાયુ એ દરદમાં ઉલટી તથા મોળ હોય ત્યારે તેનું પરીણામ નઠારૂં સમજવું. સગર્ભાવસ્થામાં તથા હીસ્ટિરીયાના દરદમાં ઉલટી થાય તેનાથી કશી જાતની ધાસ્તી રાખવા જેવું નથી. જ્યારે ઉલટીથી શાંતતા થાય ત્યારે રોગ સારો થાય છે એમ સમજવું પણ જ્યારે ઉલટી થવા પેહેલાંનાં લક્ષણો ન મટતાં વધે ત્યારે ઉલટી એ દુષ્ટ ચિન્હ સમજવું.

**ચિકિત્સા**-(Ipecac³ˣ) ઈપિકેક-અતિશય મોળ સાથે ઘણી ઉલટી થાય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. ઉલટીની તીવ્રતા પ્રમાણે દર પંદર મિનિટે બે ટીપાં થોડા પાણીમાં નાંખીને આપવાં.

(Ant-Crud³)-એન્ટીમનીક્રુડ-મોઢે મોળ આવતી હોય, જીભ ઉપર સફેદ છારી હોય, ઓડકાર આવતા હોય, ભૂખ બંધ થઇ હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ અડધો વાલ દિવસમાં ચાર વખત.

(Nux-Vomica³)-નક્ષ-વોમીકા-ઉલટી, મોઢે શોષ, અજંપો, (ઉંઘ નહીં આવવી) અને બંધ કોષ્ટ હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગની છે. દારૂ પીવાવાળાને આ દવા વધારે ફાયદાકારક છે. પ્રમાણ બે ટીપાં દર બે ત્રણ અથવા ચાર કલાકે થોડા પાણી સાથે લેવાં.

( Ars³ ) આર્સીનીક-ગળામાં અને પેટમાં બળતરા, ઘણીજ નબળાઈ, જુલાબ થતા હોય, હાથ પગ થંડા પડયા હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ ભૂકી અડધો વાલ, અરકનાં બે ટીપાં ઉલટીના જોર પ્રમાણે દર બે, ત્રણ અથવા ચાર કલાકે આપવાં.

**સહાયકારી ઈલાજો**-જોરથી તથા આકર્ષણ પહોંચીને ઘણીજ ઉલટી થતી હોય ત્યારે બરફનાં કટકા મોઢામાં રાખી તેનું પાણી પેટમાં ઉતારવું, ખાવામાં ફકત સાબુ ચોખાની પાતળી કાંજી અથવા એકલું દૂધ એજ આપવાં. પેટપર મોટું રાઈનું પ્લાસ્ટર મૂકવું. કારણ દૂર થવાથી ઉલટી થતી બંધ થશે માટે જે કારણથી ઉલટી થતી હોય તે કારણ દૂર કરવાના ઈલાજો લેવા.

## DIARRHŒA (અતિસાર)

સાધારણ અતિસાર એ આંતરડાંની ત્વચાનો સોજો નથી પણ ફક્ત વારે ઘડીએ એમાં નરમ ઝાડા આવે છે.

કારણો—ઘણો તથા ભારે ખોરાક ને તેમાં મૂખ્યત્વે કરીને કાચાં તથા સડી ગયેલાં ફળો, બાસુંદી જેવાં ભારે પકવાન્નો, તેમજ કેટલીક જાતની તરકારી, ખાવામાં ફેરફાર, થાક વિગેરે મૂખ્ય કારણો છે. અતિસાર એ બીજા દરદોનું પણ લક્ષણ છે. કોલેરાના દરદનું પણ એ પૂર્વ સ્વરૂપ છે. જ્યારે અપચો તથા અવ્યવસ્થિત રહેવાને લીધે અતિસાર થાય ત્યારે તે ઉપલાં કારણોથી આગળ જતાં રોગને મટાડનાર છે એમ સમજવું.

**ચિકિત્સા—**(Camphor) કેમફર—એકાએક થયેલા તથા તાત્કાલીક અતિસારમાં જ્યારે શરીરે ટાઢ વાહી પેટમાં દુખે, હાથના પોંચા તથા મોં થંડુ થાય, પગમાં આંટી વળે, ત્યારે આ દવાનાં બે ટીપાં સાકરના ભૂકા ઉપર નાંખી દર વીશ અથવા ત્રીશ મિનિટે ત્રણ ચાર વખત આપવાં એથી સારૂં ન થાય તો પછી આ દવા બંધ કરવી અને બીજી દવા લક્ષણો સાથે મળે તે આપવી.

(Ant-Crud³) એન્ટીમની ક્રૂડ—પાણી જેવા ઝાડા સાથે જીભ ઉપર સફેદ જાડી છારી હોય, પેટમાં અસુખ થતું હોય, મોઢે મોળ આવતી હોય તથા ઓડકાર આવતા હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ અડધો વાલ દર ત્રણ અથવા ચાર કલાકે.

(Puls³) પલ્સેટીલા-ઘી વાળો અથવા તેના જેવો ભારે પદાર્થ ખાવાથી પાતળો ઝાડો આવતો હોય અને

ઝાડાનું જોર મૂખ્યત્વે કરીને રાત્રીએ વધારે થતું હોય, ઝાડો થતી વખતે આંકડી સહેજ આવતી હોય, જીભ ઉપર સફેદ છારી વળી હોય, મોઢામાં મોળ આવી મોઢાની રૂચી ગઇ હોય, છારીયા તથા દુર્ગંધવાળા ઓડકાર આવતા હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દર ત્રણ અથવા ચાર કલાકે થોડા પાણી સાથે લેવાં.

(Nux Vomica[3])નક્ષવોમીકા—આ દવાનાં લક્ષણો ઉપલી દવાથી તદન વિરૂદ્ધ હોય છે. ઝાડો આવવાની શંકા વારંવાર થઇ ઝાડો ઘણોજ થોડો ઉતરતો હોય, છારીયા ઓડકાર આવતા હોય, તથા પાણીની તરસ પણ લાગતી હોય ત્યારે આ દવા લેવી. પ્રમાણ બે ટીપાં દર બે અથવા ત્રણ કલાકે થોડા પાણી સાથે લેવાં.

(China[3x])ચાયના—પેટમાં દૂખ્યા વિના પાતળો ઝાડો આવે તથા ઝાડામાં ખાધેલો ખોરાક પાચન થયા વિના નિકળે ત્યારે આ દવા ઘણીજ ઉપયોગી થઇ પડે છે. પ્રમાણ બે ટીપાં દર ત્રણ અથવા ચાર કલાકે થોડા પાણી સાથે લેવાં.

(Verat-Alb[3])વીરેટ્રમ-એલ્બ—પાણી જેવા અને ઘણાજ ઝાડા થાય, અને તે પીચકારીની માફક એકદમ નીકળી જતા હોય, અને તેની સાથે વારંવાર પાણી જેવી ઉલટી થતી હોય, જેને લીધે શરીરમાં એકદમ નબળાઇ આવી જતી હોય, ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દર કલાકે અથવા બે કલાકે દરદના જોર પ્રમાણે પાણી સાથે આપવાં.

**સહાયકારી ઈલાજો**—ઝાડાનું જોર વધારે હોય ત્યારે

:રદીએ ઘરમાં પથારી ઉપર સૂઇ રહેવું અને ગરમ કપડાં પહેરવાં. જેને વારંવાર અતિસારનો વ્યાધી થઇ આવતો હોય તેણે હમેશાં પેટને ફરતો ફલાટીનનો પટો પહેરવો. રાત્રીએ ફરવા જવું તથા ઉજાગરો કરવો નહીં. મનની તથા તનની મહેનત લેવી નહીં. ખાવામાં હલકો જલદી પચી જાય તેવો ખોરાક લેવો, જેમકે સાબુ ચોખાની કાંજી, દૂધ, ચોખા વિગેરે.

## DIARRHŒA IN CHILDREN.

## છોકરાંઓને થતું અતિસારનું દરદ.

તનદુરસ્ત બચ્ચાંઓને દિવસમાં ઘણું કરીને બે ત્રણ ઝાડા આવવા જોઇએ. એથી જ્યારે. તેની સંખ્યા વધે અને ઝાડાનો રંગ બદલી પેટમાં દૂખાવો થઇ પાણી જેવા ઝાડા આવે ત્યારે તે બાબતની દવા કરવી જોઈએ. ઘણી વખતે વધારે ઝાડો થવાનું કારણ બચ્ચાંઓ ધાવતાં હોય તો તેની માના ખોરાકને લીધે હોય છે, માટે તેનો પૂરતો તપાસ રાખવો. ઉપરથી દૂધ પાવામાં આવતું હોય ત્યારે તે જોઈએ તેટલું પાતળું હોવું જોઇએ. અને છોકરું પાચન કરી શકે તે પ્રમાણે આપવું જોઇએ. મૂખ્ય દવાઓ નીચે પ્રમાણે છે.

(Cham[3]) કેમેમીલા—દાંત ફૂટતી વખતે ઝાડો થતો હોય અથવા ઠંડીને લીધે ઝાડો થતો હોય, પેટમાં ચુંક આવતી હોય, તેથી છોકરું કોઇ રીતે રડતું રહેતું ન હોય, ઝાડો લીલો, પાણી જેવો, ફીણવાળો અને દૂર્ગંધ યુક્ત હોય, અને બચ્ચાંને તેડી ફરવાથીજ રોતું છાનું રહેતું હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં બે તોલા

પાણીમાં નાંખી તેમાંથી નાની ચમચી ભરી દર બે કલા-
કે આપવી.

(Ipecac[3x]) એપીકેક–ગરમીની ઋતુમાં ઝાડો થયો હોય, તેની સાથે ઉલટી હોય, અને પેટ ભરેલું હોય, ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં બે તોલા પાણીમાં નાખી તેમાંથી એક નાની ચમચી ભરી દર બે કલાકે આપવી.

(Puls[3]) પલ્સેટીલા–પાણી જેવા લીલા રંગનો ઝાડો આવતો હોય, પેટમાં મરડો આવી ઝાડો થતો હોય, પવન છૂટતો હોય, તેમજ બદહજમીયતને લીધે ઝાડો થતો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ ઉપલી દવા પ્રમાણે.

(Merc: Viv[3]) મર્કયુરી–વીવ–પાતળા પાણી જેવા ઝાડા આવતા હોય, ઝાડો આવવા પેહેલાં તેમજ ઝાડો આવતી વખતે અને તે પછી પણ મરડો આવવાને લીધે છોકરૂં રોતું હોય, છોકરાંના મોઢામાંથી લાળ વહેતી હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ એક ચોખાપૂર દર કલાકે અથવા બે કલાકે આપવી.

(Rheum[3x]) રીયમ–પાતળો પીળા રંગનો ઝાડો આવી ખાટી વાસ આવતી હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ પા વાલ દિવસમાં ચાર વખત.

(Calc: Carb[3]:) કલ્કેરીયા કાર્બ–જે છોકરાંઓનું મોટું માથું હોય અને તેમનાં માથામાં ઘણોજ પરસેવો આવતો હોય, સફેદ રંગનો પાણી જેવો ઝાડો આવતો હોય અને જેના પગ તથા હાથ કાયમ થંડા રહેતા હોય તેને આ દવા સારી રીતે લાગુ પડે છે. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ચાર વખત.

## DYSENTERY (સંગ્રહણી.) મરડો.

આ દરદમાં મોટાં આતરડાંમાં સોજો થઇ તેમાં વ્રણ પડે છે. આ દરદ આપણા દેશમાં વારંવાર જોવામાં આવે છે અને તેનાથી નિપજતાં માઠાં પરિણામો પણ આપણા જોવામાં વધારે આવે છે. બીજા ગરમ દેશોમાં પણ આ દરદ જોવામાં આવે છે. ઠંડા દેશોમાં આ દરદ જવલેજ જોવામાં આવે છે.

**લક્ષણો**–આ દરદમાં મરડાની સાથે તાવ હોય છે, તેની સાથે તરસ તથા શરીરની ચામડી અને જીભ સુકાઇ ગયેલી હોય છે. માથું દુખે છે અને તાવનાં બીજાં લક્ષણો પણ હોય છે. આ દરદનું મૂખ્ય લક્ષણ મરડો થઇ વારંવાર ઝાડો થાય છે એ છે. ઝાડો ઉતરતી વખતે જોર કરવું પડે છે. અને દરદીને વધારે વખત ખાળ ઉપર બેસી રહેવાનું મન થાય છે. ઝાડામાં થોડો મેલનો ભાગ તથા તેની સાથે લોહી અને જલસનો ભાગ લપટાયેલો હોય છે. કેટલીક વખત ફક્ત લોહીથી મળેલાં જલસનાં ટીપાંજ પડે છે. દરદનું જોર વધી પડે છે ત્યારે વધારે વાર ઝાડો આવવાની શંકા થઇ, મેલ શિવાય ફક્ત મળગુળું લોહીજ પડે છે. ઝાડાની સાથે પેસાબની પણ વારંવાર ખણસ થાય છે. સાત આઠ દિવસમાં ફેર પડીને દરદી સારો થવા લાગે છે. તેમ ન થાય તો દરદી દિનપર દિન વધારે અશક્ત થતો જાય છે. ઝાડામાં ફક્ત કારીના રંગનું પાણીજ પડે છે. દરદીને કાયમ પેટમાં આંકડી આવ્યા કરે છે. અને તેના પેટમાં ખાડો પડે છે. અશક્તતા વધી આખરે તેમાંથી મોત નિપજે છે.

**કારણો**—આ દરદ ઘણું કરી ચોમાસાની શરૂઆતમાં વધારે જોવામાં આવે છે. ઘણી ગરમી પછી હવા એક-દમ ઠંડી થવાથી પણ આ દરદ પેદા થાય છે. નબળી પ્રકૃતિવાળાને ગરીબી હાલતને લીધે બરાબર ખાવા પીવાનું નહીં મળવાથી પણ આ રોગ થાય છે. ભૂખ મરાથી પણ આ રોગ થાય છે. દરદીના ઝાડામાંથી નિકળતી દુર્ગંધને લીધે બીજાઓને દરદ થવાનો સંભવ છે, માટે ઝાડાનો તરત યોગ્ય બંદોબસ્ત કરવો.

**ચિકિત્સા**—(Acon$^{3x}$) એકોનાઇટ—દરદની શરૂઆ-તમાં તાવનાં બધાં લક્ષણો હોય તો આ દવાનો ઉપયોગ કરવો. એનાથી દરદનું જોર થતું અટકશે. પ્રમાણ—બે ટીપાં દિવસમાં ચાર વખત.

(Merc: Cor$^{3}$) મરકયુરીકરો સાયવ્હસ—લોહીના ઝા-ડા સાથે પેટમાં મરડો ઘણો આવી ઝાડો આવતી વખતે દરદીને બહુજ જોર કરવું પડે ત્યારે આ દવા આપવી. પ્રમાણ અડધો વાલ દર ત્રણ કલાકે. પ્રવાહી દવા હોય તો બે ટીપાં પાણી સાથે આપવાં.

(Merc: Viv$^{3}$) મર્કયુરી વીવ—ઉપલી દવાનાં જેવાં લક્ષણો સાથે ઝાડામાં લોહીનો ભાગ ઓછો હોય અને મરડો ઝાડા આવવા પહેલાં શરૂ થઈ ઝાડો આવી ગયા પછી પણ તેનું જોર જારી રહે ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. બચ્ચાંઓને આ દવા વધારે લાગુ પડે છે. પ્રમાણ ભૂકી હોય તો અડધો વાલ અને અર્ક હોય તો બે ટીપાં, દરદના જોર પ્રમાણે દર બે અથવા ત્રણ કલાકે આપવાં.

(Ars³) આર્સીનીક—દરદી ઘણોજ અશકત થઈ ગયો હોય, ઝાડો થતી વખતે અગન લાગ્યા જેવું દરદ થતું હોય, હાથ પગ ઠંડા હોય, શ્વાસ ઠંડો ચાલતો હોય, ઝાડો પેશાબ અસાધ્યમાં થતાં હોય અને તેની ઘણીજ દુર્ગંધ મારતી હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ અડધો વાલ દર કલાકે આપવી.

(Ipecac³ˣ) એપીકેક—ચોમાસામાં થતો મરડો તથા તેની સાથે મોઢે મોળ તથા ઝાડો ઉતરતી વખતે ઘણુંજ જોર કરવું પડે અને પેટમાં ચુંક આવે. ઝાડો પ્રથમના ભાગમાં જલસનો હોય અને પાછળથી તેમાં લોહી મળેલું પડે ત્યારે આ દવા આપવી. પ્રમાણ અડધો વાલ દર બે કલાકે.

**સહાયકારી ઇલાજો**—દરદીએ સારી હવાવાળી ઓરડીમાં પથારીપર સુઈ રહેવું. દરદી ઘણોજ અશકત થયો હોય તો પથારીમાં ઝાડો ઝીલી લેવાને વાસ્તે ઠામ (Bedpan) રાખવું. પેટે ફલાટીનનો શેક કરવો અથવા ઠંડા પાણીમાં ફલાટીનનો કકડો પલાળીને પેટ ઉપર બાંધી રાખવો. ખાવાને વાસ્તે ફકત સાબુ ચોખાની કાંજી અને દૂધ આપવુ. પીવાને વાસ્તે પાણી ઠંડુજ આપવું. પગે ગરમ મોજાં પહેરી રાખવાં.

## RUPTURE (HERNIA) સારણ ગાંઠ.

પેટની અંદરથી આંતરડાં કોઈપણ રસ્તે ગાંઠની માફક બહાર આવે છે તેને અંતરગળ એટલે સારણ ગાંઠ કહે છે. જ્યારે એ ગાંઠ કોઇપણ કારણથી સંકોચમાં

આવી જઈ આંતરડાંમાંથી પવન અથવા ઝાડાને પસાર થતાં અડચણ કરે છે ત્યારે સારણગાંઠને ફાંસ પડયો એમ કહે છે. એવી રીતે ગાંઠને ફાંસ પડવાથી નીચે પ્રમાણે લક્ષણો થાય છે.

**લક્ષણો**—ગાંઠ કઠણ થઇ તેમાં દુખાવો થાય છે. દબાવવાથી જરા પણ નરમ પડતી નથી. પેટમાં પવનનું જોર થઇ ચુંક આવવા લાગે છે. વારે ઘડીએ ઝાડે ફરવા જવાનું મન થાય છે પણ ઝાડો ઉતરતો નથી. એવી સ્થિતિમાં કોઇપણ ઇલાજેથી ગાંઠ નરમ ન પડે તો ગાંઠમાં સોજો આવવો સરૂ થાય છે. અને તેની સાથે દરદીને ઉલટી થવા લાગે છે અને દરદ અતિશય થાય છે. ગાંઠને હાથ લગાડવાથી તે એકદમ ગરમ લાગે છે. ઉલટીમાં ઝાડાનો ભાગ નિકળે છે. નાડી ઘણી ઝીણી પડી જાય છે. દરદી બેહાલ થઇ તેને કોઈ રીતે ચેન પડતું નથી અને આખરે આંતરડાનો તે ભાગ મરી જાય છે અને તેની સાથે દરદ બંધ થઇ દરદી પણ થોડા વખતમાં મરી જાય છે.

**કારણો**—કોઇ પણ દરદથી અથવા ઇજા થવાથી અથવા જન્મથીજ પેટની રગો નરમ હોય તો તે માણસ સારણ ગાંઠ થવાને પાત્ર થાય છે. ગાંઠ થવાનું તરતનું કારણ એકદમ જોર કરવું અથવા કોઇ ભારે બોજો ઉપાડવો અથવા ઝાડો અને પેશાબ કરતી વખતે એકદમ જોર કરવું એ હોય છે.

**ચિકિત્સા**—સારણની ગાંઠ ઉપડી આવે કે તરત તેને બેસાડી દેવાનો ઇલાજ કરવો. ડાક્તર નજીકમાં ન હોય તો દરદીએ પોતાની મેળેજ બેસાડી દેવાનો ઇલાજ કરવો. દરદીએ પથારી ઉપર સૂઈ જઇ પગ અને કેડ મા-

થા કરતાં પણ ઉંચી રાખવી. અને હળવેથી ગાંઠ દબાવવી જેથી તે એકદમ બેસી જશે. ફરી ફરીથી ગાંઠ ન ઉપડે માટે પટો રાખવો. ગાંઠને ફાંસ પડયો હોય તો (Nux Vomica[3])નકસવોમીકાનાં બે ટીપાં દર પંદર અગર વીશ મિનિટે લેવાં અને ગાંઠ ઉપર બરફ લગાડવો.

(Vert Alb[3]) વીરેટ્રમ આલબંમ–ઉલટીનું જોર ઘણુંજ હોય, હાથ પગ થંડા પડી શરીરે થંડો પરસેવો વળતો હોય, નાડી ઘણીજ ધીમી પડી ગઇ હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દર પંદર મિનિટે.

## WORMS (પેટનાં જીવડાં, જંત.)

આ મૂખ્યત્વે કરીને બે જાતનાં આપણા દેશમાં જોવામાં આવે છે. એક ઝીણાં તંતુ જેવાં અને બીજા લાંબાં અને જાડાં થાય છે; આનાં મૂખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે. બચ્ચાંઓનેજ આની પીડા થાય છે.

લક્ષણો–ચહેરાના રંગમાં એકાએક ફેર પડી જાય છે. આંખને ફરતાં કાળા રંગનાં કુંડાળાં પડે છે. મોઢામાંથી લાળ ઘણી નિકળે છે, છોકરાંઓ ઉલટી કર્યા જેવું કરે છે. તેમનું મોઢું તથા શ્વાસ ગંધાય છે. કેટલીક વખત ભૂખ બંધ પડી જાય છે. અથવા તો ઘણુંજ ખાયા કરે છે. બચ્ચું સમજણું હોય તો પુંઠે કરડે છે એમ કહે છે. ઉંઘમાં બોલે છે અને દાંત કરડે છે. પેસાબનો રંગ ધોળો હોય છે. પેટ ચડેલું તથા કઠણ લાગે છે. છોકરાંઓ સૂકાતાં જાય છે અને કેટલીક વખત તેમને આંચકી પણ થઈ આવે છે. એ બધાં લક્ષણોની સાથે ઝાડામાં જીવડો નિકળે ત્યારે પેટમાં જીવડા થયાં છે એમ નિશ્ચય જાણવું.

**ચિકિત્સા**–Santonine (સેન્ટોનાઈન)–આ દવા પા વાલ જેટલી નરણે કોઠે આપવી ત્યાર પછી ચાર કલાક સુધી છોકરાંને કાંઈ પણ ખાવાનું ન આપતાં ઉપરથી એરંડીઆનો જુલાબ આપવો.

(Cina[3x])સીના–વારે ઘડીએ જીવડાં થતાં હોય ત્યારે આ દવા ઘણી ઉપયોગી છે. છોકરાંઓ વારે ઘડીએ નાક ખોતરતાં હોય, આંખને ફરતું કાળું કુંડાળું હોય, ઉંઘમાં હાથ પગ પછાડતાં હોય અથવા એકદમ બૂમ પાડતાં હોય, મોઢે મોળ અથવા ઉલટી હોય અને વખતે આંચકી પણ થઇ આવતી હોય ત્યારે આ દવાનાં ચાર ટીપાં ત્રણ તોલા પાણીમાં નાંખી દિવસમાં ચાર વખત પાવાં.

**સહાયકારી ઈલાજો**–બચ્ચાંઓને સાદો તથા હલકો ખોરાક વખતો વખત આપવો. કોઈ પણ જાતની ગળી ચીજ અથવા મીઠાઇ આપવી નહીં. તરકારી સારી પકવેલી આપવી. મીઠાનો ભાગ તેમના ખાધામાં સહેજ વધારે આવે તો સારૂં. થંડા પાણીએ તેમને રોજ અથવા એકાંત્રે નવરાવવાં ને ખૂલ્લી હવામાં રમવાને વાસ્તે તેમને અટકાયત કરવી નહીં.

## COLIC–ચૂંક.

**લક્ષણો**–ડુંટીને ફરતી આંટી નાંખ્યા જેવી અથવા મરડો આવતો હોય તેવી ચૂંક ચાલે છે. થોડો વખત ચાલી પછી બીલકુલ બંધ થઇ જાય છે અને ફરીને પાછી ઉપડે છે. પેટ ઉપર ઘણું દાબવાથી તે ચૂંક નરમ પડે છે માટે ઘણી વખત દરદી કપડાંનો ડુચો કરી અથ-

વા ઓશીકું પેટપર દબાવી રાખે છે. વારે ઘડીએ ઝાડો આવવાની ખણુસ થાય છે. પણ ઝાડો ન ઉતરતાં ફક્ત પવન માત્ર છૂટે છે. શરીરમાં તાવ રહેતો નથી તેમજ નાડીનો વેગ પણ વધારે હોતો નથી. આ બધાં લક્ષણો ઉલટી થવાથી, ઓડકાર આવવાથી અથવા ઝાડો થવાથી નરમ પડે છે.

**કારણો**—મૂખ્ય કારણ પેટમાં કાંઈ પણ અનાજનો નહીં પચેલો ભાગ રહેવાથી ઉત્પન્ન થાય છે. થંડીથી, પેટમાં જીવડાં હોવાને લીધે, તેમજ બંધ કોષ્ટને લીધે ચુંક ઉપડવાનું કારણ બને છે. આંતરડાને આંતરડાનો ફાંસ (આંટી) પડવાથી ચુંકનાં જેવાં લક્ષણો થાય છે પણ તે દરદ આનાથી જુદું છે. રંગનું કામ કરે છે તે લોકોને પણ ચુંકનું દરદ થાય છે. (Painters Colic) એ ચુંક ઉપડવાનું કારણ સીસાનું ઝેર હોય છે.

**ચિકિત્સા** (Colocy3x) કોલોસીંથ—પેટમાં બરછી માર્યા જેવું ઘણુંજ જોસબંધ દરદ થતું હોય અને તેની સાથે પવનથી પેટ ફુલેલું હોય અને પાતળો ઝાડો થતો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દર પંદર અથવા વીસ મિનિટે.

(Nux:Vomica3) નક્ષવોમીકા—અપચાને લીધે, અથવા અટકાવ એકાએક બંધ થઇ જવાને લીધે, અથવા સગર્ભાવસ્થાને લીધે પેટમાં ચુંક આવતી હોય, અને તે પેટ ઉપર દાબવાથી ધીમી પડતી હોય, વારંવાર ઝાડે ફરવાની શંકા થઈ ઝાડો સાફ ઉતરતો ન હોય, અથવા બંધ કોષ્ટ થયે હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દર પંદર અથવા વીશ મિનિટે.

(Cham³) કેમેમીલા—આ દવા છોકરાંઓને વધારે લાગુ પડે છે. મૂખ્ય લક્ષણ છોકરૂં કોઇ રીતે રોતું છાનું ન રહે પણ તેને લઇને ફરવાથી છાનું રહેતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ એક ટીપું દર અર્ધ કલાકે.

**સહાયકારી ઇલાજો**—ગરમ પાણીની ગુદદ્વારમાં પીચકારી મારવાથી ઘણી વખત સુખ થાય છે. પેટે શેક કરવાથી અથવા રાઈનું પ્લાસ્ટર પેટ ઉપર મૂકવાથી ઘણી વખત ફાયદો થાય છે. જે લોકોને વારે ઘડીએ ચૂંકનું દરદ ઉપડતું હોય તેઓએ પેટમાં બાદી થાય એવી કશી પણ ચીજ ખાવી નહીં. પેટને ફરતો ગરમ ફલાટીનનો પટ્ટો રાખવો.

## CONSTIPATION બંધ કોષ્ટ, ઝાડાની કબજીઆત.

બે દિવસ વખતો વખત ખુલાસાથી ઝાડો ન ઉતરે અથવા એકાંત્રે ઉતરે, એ વિષે કોઈએ પણ ધાસ્તી રાખવા જેવું નથી. ઘણા લોકો એવા જોવામાં આવે છે કે જેમને એકાંત્રે અથવા બે દિવસ રહીને ઝાડો ઉતરે છે. તેમજ કેટલાક એવા પણ જોવામાં આવે છે કે તેમને દિવસમાં બે ત્રણ વખત જવું પડે છે. એવી ટેવ પડવાથી દરદ પેદા થાય છે એમ કોઈએ સમજવું નહીં. પણ ઉલટું એવું જોવામાં આવે છે કે તે લોકો લાંબી મુદત સુધી આયુષ્ય ભોગવે છે. લોકોમાં સાધારણ એવી સમજ થઇ ગઇ છે કે વારંવાર જુલાબ લેવાથી તબીયત સારી રહે છે તે તેમની સમજ ઘણીજ ભૂલ ભરેલી છે. વારંવાર જુલાબ લેવાથી બંધ કોષ્ટનું દરદ અથવા બીજું

કોઇપણ જાતનું દરદ મટે છે એવી સમજ ભુલ ભરેલી છે. જુલાબથી ઉલટી શરીરમાં નબળાઇ વધે છે, અને વારંવાર જુલાબ લેવાની ટેવ પડે છે અને તે વિના ઝાડો સાફ ઉતરતોજ નથી.

**કારણો**—બંધ કોષ્ટ થવાનું મૂખ્ય કારણ બેસી રહેવાની ટેવ એ છે. અને બીજું કારણ અવ્યવસ્થિત રીતે રહેવું તે છે. ખાવામાં જોઇએ તેટલી શાક ભાજી ન ખાવાથી પણ બંધ કોષ્ટ થવાનો સંભવ છે. પડસુદી જેવા લોટની રોટલી ખાધાથી તેમજ મનો વ્યાધીને લીધે પણ બંધ કોષ્ટ થાયછે. કલેજાનું દરદ, રંગનાર (Painters) લોકોમાં સીસાનું ઝેર, આંતરડામાં ગાંઠ, અંતરગળ અથવા આંતરડાનો સંકોચ, આંતરડાનો દાહ, ભેજાનો રોગ એ દરદો પણ બંધ કોષ્ટનું કારણ છે. મૂખ્ય અને સર્વ સાધારણ કારણ આંતરડાના સ્નાયુ તંતુની નબળાઇ એ છે. વારંવાર જુલાબ લેવાથી પણ બંધ કોષ્ટનું દરદ થાય છે. બંધ કોષ્ટ એ જાતે કાંઇ દરદ નથી પણ શરીરમાં બીજાં કેટલાંક કારણોથી પેદા થાય છે, માટે જે કારણોથી બંધ કોષ્ટનું દરદ પેદા થયું હોય તે કારણો દૂર કરવાં જેથી બંધ કોષ્ટનું દરદ મટશે.

**ઘરડાપણું તથા બંધ કોષ્ટ**—બાલ્યાવસ્થામાં તથા જુવાનીમાં જે પ્રમાણે રોજ એક વખત ઝાડો ઉતરવાની જરૂર છે તેમ ઘરડપણમાં રોજ એક વખત ઝાડો ઉતરવાની જરૂર નથી. શરીરની બીજી બધી શક્તિ ઘટવાથી જેમ શરીરનાં બીજાં કામો ઓછાં થાય છે તેજ પ્રમાણે આ પણ છે.

ચિકિત્સા–(Nux: Vomica[3]) નક્ષવોમીકા–વારંવાર ઝાડે ફરવાની ખણુસ થઇ ઝાડો સાફ ઉતરતો ન હોય, અથવા બે દિવસ પાણી જેવો ઝાડો આવી બે દિવસ બીલકુલ બંધ થઇ જતો હોય, તેની સાથે સવારના પહોરમાં મોઢે મોળ આવતી હોય, પેટ તણાતું હોય, અને પેટમાં બોજો લાગતો હોય, માથું દુખતું હોય તથા નિંદ્રા બરાબર ન આવતી હોય, ત્યારે આ દવા આપવી. દારૂ પીનારના બંધ કોષ્ટ ઉપર આ દવા વધારે લાગુ પડે છે. તેમજ દરજી જેવા બેઠારૂ ધંધો કરનારને, તેમજ વિદ્યાર્થીને આ દવા વધારે લાગું પડે છે. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ વખત.

(Bry[3]) બ્રાયોનીયા–ત્રણ ચાર દિવસ સુધી ઝાડે જવાની બીલકુલ ખણુસ થતીજ ન હોય, માથું દુખતું હોય, સંધીવાનું દરદ હોય, દરદીને પાણીની તરસ ઘણી લાગતી હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ વખત થોડા પાણી સાથે આપવાં.

(Opium[3]) ઓપીયમ–આંતરડાની શકિત ઘટી જવાથી બંધ કોષ્ટ પેદા થયેલ હોય, કઠણ ગાંઠાથી ઝાડાના દ્વારનો બંધ થયેલા જેવો ભાસ થતો હોય, ચકરી આવતી હોય, માથું દુખતું હોય, મોઢે સુકવણાં પડતાં હોય અને ચહેરો ફીકકો લાગતો હોય ત્યારે આ દવા આપવી. ઘરડાને આ દવા વધારે ઉપયોગી છે. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ વખત.

(Lycop[30]) લેકોપોડીયમ–પુંઠે ચળ આવતી હોય તથા પેટમાં પવન બોલતો હોય, મોઢે પાણીના કોગળા

આવતા હોય, છાતીમાં બળતું હોય, ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ વખત.

(Sulph³) સલફર—બંધ કોષ્ટની ટેવ સાથે હરસનું દરદ હોય, પુંઠે બળતું હોય તેમજ ચળ પણ આવતી હોય, ત્યારે આ દવા આપવી. ઉપર કહેલી બીજી દવાઓ આપતાં વચમાં એકાદ બે દિવસ આ દવા આપવાથી ઉપલી દવાઓનું કાર્ય જલદી થશે. પ્રમાણ અડધો વાલ દિવસમાં ત્રણ વખત. ઉપલી તમામ દવાઓ બંધ કોષ્ટનું દરદ મટે ત્યાં સુધી લેવી જોઇએ. એ દવાઓથી ફાયદો થયા વીના રહેશેજ નહીં.

**સહાયકારી ઈલાજો**—જે કારણથી બંધ કોષ્ટનું દરદ થયું હોય તે કારણ અથવા તેવી ટેવ બંધ કર્યા સિવાય દવાથી વ્યાધી મટશે નહીં. સવાર સાંજ ચાલવાનો મહાવરો રાખવો જોઇએ. થંડા પાણીએ નહાવાનો પણ રીવાજ રાખવો. કેટલીક વાર સુતી વખતે પેટ ઉપર થંડા પાણીનો પટો બાંધવાથી ઘણોજ ફાયદો થાય છે. રોજ એક વખત સવારમાં ઝાડે ફરવા જવાનો નિયમ રાખવો. એ પ્રમાણે રીવાજ રાખવાથી જરૂર ફાયદો થશે. જે ખોરાક ખાધાથી બંધ કોષ્ટ થવાનો સંભવ હોય તે બંધ કરવો. તરકારીના ઉપયોગ સાથે લીલાં ફળફળાદિનો પણ રોજ ઉપયોગ કરવો. કેટલીક વખતે પુંઠે થંડા પાણીની પીચકારી મારવાની જરૂર પડે છે. તે વિષે દાકતરની સલાહ લઇ તે પ્રમાણે કરવું.

## PILES (**હરસ**) **મસા, બાવાસીર.**

હરસ બે જાતના હોય છે. એક બહારના તથા બીજા અંદરના, હરસ ઘણું કરી એકથી વધારે હોય છે. તે-

મજ નાના મોટા પણ હોય છે. કેટલીક વખત ગુદ દ્વારને ફરતા દ્રાક્ષના ગુચ્છાના જેવા વળગેલા હોય છે હરસમાં કરડયા જેવું અથવા ફાટફાટ થયા જેવું અથવા બળતરા જેવું દરદ થાય છે. અને તે દરદ ઝાડે ફરતી વખતે વધે છે. કેટલીક વખતે કમરમાં પણ તેનાથી સહેજસાજ વેદના થાય છે. ઝાડે ફરતી વખતે તેમાંથી લોહીનાં ટીપાં પડે છે, એ લોહી કેટલીક વખતે સહેજસાજ નીકળે છે અને કેટલીક વખત ઘણુંજ નિકળે છે.

**કારણો**–સખત બંધ કોષ્ટ, આકરા જુલાબો, ગરમ ખોરાક તથા દારૂનો ઉપયોગ, એશઆરામમાં રહેવું, તેમજ બેસીને ધંધો કરવો અને સગર્ભાવસ્થામાં ગર્ભનો આંતરડાની રગો ઉપર દાબ; અતિશય ઘોડા ઉપર બેસવું, ઘણી વિષયવાસના એ વિગેરે હરસ થવાનાં કારણો છે.

**ચિકિત્સા**–(Nux: Vomica[3]) નક્ષવોમીક–હરસને માટે આ ઘણીજ અકસીર દવા છે. બેસીને ધંધા કરનારને હરસ થયા હોય અને તેની સાથે ઝાડો સાફ ન આવતો હોય ને દારૂ તથા સખત કાફી વિગેરે પીવાની ટેવ હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત, ભૂકો હોય તો અડધો વાલ.

(Sulph[3]) સલ્ફર–લાંબા વખતના હરસની સાથે બંધ કોષ્ટ હોય, ઝાડામાં વારંવાર લોહી પડતું હોય, વેદના થતી હોય, ઝાડે જતી વખતે હરસ બહાર નિકળી પડતા હોય, અને તે ઘણીજ મુસ્કેલાઇથી અંદર નાખી શકાતા હોય, પુંઠ સળ આવી બલતરા થતી હોય ત્યારે આ દવા આપવી. ઉપલી દવાની સાથે આ દવા સાંજની વખતે

આપવાથી ઘણોજ જલદી ફાયદો થશે. પ્રમાણ અડધો વાલ દિવસમાં ત્રણ વખત.

(Ham[1x]) હેમેમીલીસ–હરસમાંથી લોહી કાળા રંગનું તેમજ ઘણુંજ પડતું હોય ત્યારે આ દવા ઘણીજ ઉપયોગની છે. લોહી પડતું બંધ થાય ત્યાં સુધી દર બે અથવા ત્રણ કલાકે એક ટીપું થોડા પાણીમાં આપવું. બીજી દવાઓ (Æscul:[3x]) એસક્યુલમ–(Collinson[3x]) કોલીનસોનીયા અને (Aloes[3]) આલોજ–વખતે ઘણીજ ઉપયોગની છે.

**સહાયકારી ઇલાજો**–દરદીએ ઉંચી જાતનો ગરમ મસાલાવાળો ખોરાક, કાપી, મરચાં, દારૂ તથા ભારે વસ્તુ ખાવી નહીં. હલકો ખોરાક, સારી રીતે પકવેલી તરકારી અને લીલાં ફળોનો સારી પેઠે ઉપયોગ કરવો. બેસી રહેવાની આદત છોડી દઇ સવાર સાંજ સારી પેઠે ફરવાનો રીવાજ રાખવો. હરસમાંથી લોહી પડવાને લીધે પુંઠે દુખાવો થતો હોય તો થંડા પાણીની અથવા સહેજ ઉના પાણીની ઘડી મૂકવી અને થોડા વખત સુધી સૂઇ રહેવું તેથી ઘણોજ આરામ થશે. કેટલીક વખતે લોહી ઘણુંજ પડતું હોય તો પુંઠે ઠંડા પાણીની પીચકારી મારવી. ઝાડે ફરતી વખતે બીલકુલ જોર કરવું નહીં.

## JAUNDICE–કમળો.

**લક્ષણો**–આંખમાં તથા શરીરમાં પીળાશ, પરસેવાથી લુગડાં ઉપર ડાઘા, મોઢામાં કડવો સ્વાદ, ભુતડા જેવો સફેદ રંગનો ઝાડો, ઝાડાની કબજીઆત, અથવા અતિસાર જે ઘણું કરીને છોકરાઓમાં જોવામાં આવે છે. રાતા

રંગનો તથા થોડો પેશાબ, શરીરમાં સહેજસાજ તાવ, નાડીની ગતી ધીમી, મોઢાનો ચહેરો ઉતરેલો, એ વિગેરે લક્ષણો આ દરદમાં હોય છે. જ્યારે પીત્ત નળીમાં પીત્તના કાંકરા આવી તે બંધ થાય છે તે વખતે કમળો થવાથી પીડા થનાર દરદીને ઘણીજ વેદના ખમવી પડે છે.

**કારણો**–જે કોઇ કારણથી કલેજામાંથી પેદા થયલું પીત્ત નીકળી જવાને અડચણ આવે તે કમળાનું મૂખ્ય કારણ છે. કેટલીક વખતે પીત્ત જે નળીમાં થઈ આંતરડામાં જાય છે તે નળીનું મોઢું બંધ થવાથી પીત્તનો ભરાવો થઈ તે પાછું શરીરમાં દાખલ થઇ તેનાથી પણ કમળો થાય છે. કલેજાનું હર કોઇ જાતનું દરદ કમળાનું મૂખ્ય કારણ છે.

**ચિકિત્સા**–(Merc: Viv³) મર્કયુરી વીવ–આ દવા કમળામાં ઘણીજ અકસીર છે. દિવસમાં ત્રણ વખત અડધા વાલ જેટલી આપવી.

(Nux Vomica³) નક્ષ વોમીકા–કમળાની સાથે જ્યારે બંધ કોષ્ટ હોય, જમણા પડખામાં દાબવાથી સહેજ દુખતું હોય, અને કમળો થવાનું કારણ દારૂ અથવા બેસી રહેવું એ હોય, ત્યારે આ દવા દિવસમાં ચાર વખત આપવી પ્રમાણ બે ટીપાં થોડા પાણી સાથે.

(China³ˣ) ચાઇના–મર્કયુરી વીવથી ફાયદો ન થતો હોય તો આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત.

**સાહાયકારી ઇલાજો**–ખોરાક હલકો તથા જલદી પચી જાય તેવો લેવો. ચા, તથા કાફી પીવી બંધ કરવી. પડખામાં દુખતું હોય તો તેના ઉપર શેક કરવો. અને ખુલ્લી હવામાં વ્યાયામ કરવો.

# ભાગ ૬ ઠ્ઠો.

## મૂત્રેંદ્રિયનાં દરદો.

## DISEASES OF THE URINARY SYSTEM.

**STRANGURY=મૂત્ર કૃચ્છ=પેશાબમાં અડચણ.**

પેશાબ કરતી વખતે અડચણ અથવા બલતરા અથવા અટકાવ એ થવાનું કારણ મૂત્રેંદ્રિયને કોઇપણ ઠેકાણે દરદ હોય છે. દરદની જાતી તથા તેની તિવ્રતા પ્રમાણે પેશાબમાં અડચણ, અટકાવ, બલતરા વિગેરે જણાય છે.

**ચિકિત્સા**–(Acon$^{3x}$) એકોનાઇટ–જ્યારે સોજો આવવાનાં લક્ષણો જણાતાં હોય, શરીરમાં તાવ હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત.

(Cantharis$^{3x}$) કેન્થારીસ–પેશાબ કરવાની ખણુસ વારે ઘડીએ થતી હોય, પેશાબમાં ઝાટકો વાગ્યા જેવી બલતરા થતી હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત.

(Nux: Vomica$^{3}$) નક્ષ વોમીકા–કોઇ કારણથી પેશાબ એકાએક બંધ થઇ ગયો હોય, વારે ઘડીએ પેશાબની ખણુસ થઇ પેશાબ ઉતરતો ન હોય, દારૂ પીધાથી અડચણ થઇ હોય, ત્યારે આ દવા ઘણીજ ઉપયોગની છે. પ્રમાણ બે ટીપાં.

(Sulph$^{3}$) સલ્ફર–પેશાબની અડચણની સાથે પુંઠ હરસ થયા હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ત્રણ વખત.

(Arnica$^{3x}$) અર્નીકા–પેડુ ઉપર વાગવાથી અથવા પડી જવાથી અથવા એવાંજ બીજાં કોઇ કારણોથી પેશાબમાં અડચણ જણાતી હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં.

**સહાયકારી ઈલાજો**–ઉપર કહેલી દવાઓથી બંધ થઇ ગયેલો પેશાબ છૂટયા વિના રહેશે નહીં. એમ કરતાં પેશાબ ન છૂટે તો ડાકતરની સલાહથી સળીનો ઉપયોગ કરવો. ગરમ પાણીમાં બેસવું અથવા પેડુએ ગરમ પાણીનો શેક કરવો અથવા બરફ લગાડવો. કેટલીક વખત થંડા પાણીમાં હાથ બોળી રાખવાથી પેશાબ છુટવાને મદત થાય છે. ખોરાક હલકો લેવો.

## WETTING THE BED **પથારીમાં પેશાબ**:

**કારણો**–ઘણી વખત પેટમાં જીવડા, સૂતી વખતે પુષ્કળ પાણી પીવું, ગરમ ખોરાક ને શરીરની નબળાઇ એ વિગેરે પથારીમાં પેશાબ કરવાનાં કારણો હોય છે. આ દરદ ઘણું કરીને છોકરાંઓમાંજ જોવામાં આવે છે. કેટલીક વખતે કોઇ જાતનું પણ કારણ હોતું નથી.

**ચિકિત્સા**–(Cina$^{3x}$)સીના–પેટમાં જીવડાને લીધે આ દરદ પેદા થયું હોય ત્યારે આ દવા બરાબર લાગુ પડે છે. પ્રમાણ એક ટીપું દિવસમાં ચાર વખત આપવું.

(Bell$^{3x}$) બેલાડોના–જ્યારે પેશાબમાં કોઇ જાતનો બીગાડ હોતો નથી; પણ પેશાબના મારગમાં ગરમાને લીધે અને તેમાં વિશેષે કરી ગરમ મિજાજનાં છોકરાંઓને આ દવા સારી રીતે લાગુ પડે છે. પ્રમાણ એક ટીપું દિવસમાં ચાર વખત થોડા પાણીમાં

આપવું. એ સિવાય (Gels$^{3x}$) જેલ્સીમ, (Canth$^{3x}$) કે-ન્થારીસ, અને (Nux: Vom$^{3}$) નક્ષ વોમીકા એ દવાઓ પણ વખતે ઉપયોગી થઇ પડે છે.

**સહાયકારી ઈલાજો**–ખાવામાં કોઇ પણ જાતનો તીખાશવાળો, ખટાશવાળો તથા ખારાશવાળો પદાર્થ આપવો નહીં. ચા તથા કાફી આપવી બંધ કરવી. પેટમાં બાદી કરે તેવો ખોરાક પણ થોડો આપવો. સાંજ પડે કોઈ પણ ઉની અને પાતળી ચીજ આપવી નહીં. દરદીને નરમ બી-છાનાં ઊપર સુવાડવો નહીં. રાત્રીએ પીસાબ કરાવ્યાં પ-છી સુવાડવો તેમજ બાર વાગતાં સુધી એક બે વખત પેશાબ કરવાને જગાડવો. ઠંડે પાણીએ નહાવાનો રીવાજ પડાવવો.

## SPERMATORRHŒA–ધાતુક્ષય, ધાતુનું જવું.

**કારણો**–ધાતુ ક્ષયનું મૂખ્ય કારણ હસ્ત ક્રીયા છે. ઘણા જુવાન છોકરાઓ નઠારી સંગતને લીધે તેમ કરતાં શિખે છે. તેથી આગળ જતાં તેમને ઘણુંજ ખમવું પડે છે. બીજું કારણ પેશાબની નળી તથા પુંઠને થતા રોગો, ફૂલ ઉપરની લાંબી ચામડી જેની અંદર મેલ ભરાઈ ર-હેછે, અતિ સ્ત્રી સંગ અથવા તે વિશે વારવાર મનમાં વિ-ચાર, પેટમાં જીવડાં, હરસ, ઘોડા ઊપર ઘણું ફરવું, ભેજાનું દરદ એ વિગેરે ધાતુક્ષયનાં કારણો છે.

**પરીણામ**–ધાતુક્ષયનું પરિણામ મન ઉપર ઘણું થાયછે. સ્મરણ શક્તિ ઓછી થાય છે. ચહેરો ઉદાસ થાયછે. કોઈ પણ કામ કરવું ગમતું નથી અથવા તેમાં મન

ખુચતું નથી. ખાધેલું પચતું નથી. અનાજથી પેટ ભારે થાયછે. પેટમાં પવન પકડે છે. ઝાડો બંધ થાય છે. માથું દુખે છે. આંખના ડોલા ઊંડા ઊતરે છે. હોઠ તથા મોઢું ફીક્કું થાય છે. અને દરદી હોય તેથી વધારે ઉમરનો લાગે છે જ્યારે હસ્ત ક્રીયા લાંબા વખત સુધી કરી હોય ત્યારે તેનું પરિણામ ભયંકર થાય છે. યોગ્ય સલાહથી તથા દવાથી દરદ સારૂં થયા વિના રહેશે નહીં. લાંબા વખત સુધી દવાનો ઉપયોગ કરવો જોઇએ.

**ચિકિત્સા**—પેટમાં દવા આપવાની સાથે દરદીએ કેમ રહેવું એ વિશે સુચના આપવી અગત્યની છે અને તે પ્રત્યેક જૂદી જૂદી આપવી જોઇએ છિયે. કારણ દૂર કરવું એ ચિકિત્સાનો મૂખ્ય ભાગ છે, માટે દરદીએ પડેલી ખરાબ ટેવનો તરત ત્યાગ કરવો. સવાર સાંજ ખુલ્લી હવામાં ફરવાનો રીવાજ કરવો. તેમજ ઠંડે પાણીએ નાહાવું. નરમ બીછાના ઉપર સૂવું નહીં. હમેશાં સારા માણસની સોબતમાં રહેવું. વિષયની વાતો અથવા તેવા પ્રકારનું લખાણ હોય તેવી વારતાની ચોપડીઓ વાંચવી નહીં. તેમજ સ્ત્રીઓની સોબતમાં રહેવું નહીં. પેટમાં લેવાની દવા કારણો પ્રમાણે જૂદી જૂદી છે. તેમાંથી મૂખ્ય નીચે પ્રમાણે— (China$^{3x}$) ચાયના, (Ac: Phosphoric$^{3x}$) એસીડ ફોસ ફોરીક, (Phosphorus$^{3}$) ફોસફોરસ, (Digit$^{3x}$) ડીજીટેલીન, (Nux: Vom$^{3}$) નક્ષવોમીકા, (Sulph$^{3}$) સલ્ફર, આ બે દવાઓ બંધ કોષ્ટ હોય ત્યારે જરૂરની છે. કેટલીક વખતે ડાકતરની સલાહની જરૂર પડે તો જરૂર લેવી. આ વિષય ઉપર વધારે લખાણ કરવાની જરૂર

છે પણ વિસ્તાર ભયને લીધે વધારે ન લખતાં ટુકામાં મૂખ્ય મૂખ્ય બાબતોનોજ અહીં વિચાર કર્યો છે.



# ભાગ ૭ મો.

## DISEASES OF SKIN.

### ત્વચાનાં દરદો.

**શીળસ-લક્ષણો**-શરીર ઉપર રાતા રંગનાં બે આનીથી હથેલી જેટલાં મોટાં જામઠાં ચળ આવીને થાય છે. થઇને પાછાં સમાઇ જાય છે અને ફરી પાછાં ચળ આવીને થાય છે. તેમજ થંડુ પાણી લાગવાથી પણ થાય છે. એ જામઠાંને અંદર પાણી હોતું નથી તેમજ તે મટી ગયા પછી ખોળ ઉતરતી નથી. આ દરદ જુનું થયા પછી મટતાં ઘણી વાર લાગે છે.

**ચિકિત્સા**-(Apis[3x]) એપીસ-ચટકા ભર્યા જેવી અથવા બળતરા થાય તેવી ચળ આવી મોટાં જાડાં જામઠાં થાય છે ત્યારે આ દવા લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ વખત.

(Puls[3]) પલ્સેટીલા-અજીરણ વિકારથી શીળશ ઉપડયું હોય તો આ દવા ઘણી ઉપયોગની છે તેમજ (Anti Crud) એન્ટીમનીક્રુડ પણ એજ કારણ ઉપર લાગુ પડે છે. પ્રમાણ બે ટીપાં.

(Ars[3]) આર્સીનીક-લાંબા વખતથી શીળસ નિકળતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. દવા ઝાઝા દિવસ

લેવી જોઈએ ત્યારેજ દરદ નાબુદ થશે–પ્રમાણ અર્ધવાલ દિવસમાં ત્રણ વખત.

## ITCHING OF THE SKIN
## (શરીરે ચળ–ખુજળી.)

શરીરે ચળ આવી ઘણીજ ઝીણી ફોલીઓ ન જણાય તેવી ઉપડે છે. તેનાં કારણો ઉંચો તથા નપચે તેવો ખોરાક, ગરમ મસાલો, દારૂ, અતિશય ગરમી તથા શરદી એ વિગેરે હોય છે. તે સિવાય શરીરમાં કેટલાએક જુના રોગોને લીધે પણ શરીરે ચળ આવે છે.

**ચિકિત્સા**–(Sulph[3]) સલ્ફર–શરીરે ઘણીજ ચળ આવતી હોય, શરીર સુકું લાગતું હોય, અને ચળ રાત્રીએ પથારીની ગરમીથી વધારે આવતી હોય ત્યારે આ દવા દિવસમાં બે અથવા ત્રણ વખત અડધા વાલ જેટલી આપવી.

(Carbo: Veg:[6]) કાર્બોવેજ–ઉપલી દવાથી સારૂં ન થાય ત્યારે આ દવા અડધા વાલ જેટલી દિવસમાં ત્રણ વખત આપવી.

(Ars[3]) આર્સનીક–ચળની સાથે બળતરા થતી હોય અને ફોલીઓમાંથી પાણીના મોતીઆ આવતા હોય ત્યારે, તેમજ ઘણા દિવસની ચળ તથા તેની સાથે શરીરે નબળાઇ હોય ત્યારે આ દવા લાંબો વખત સુધી લીધાથી જરૂર ફાયદો કરશે. પ્રમાણ અડધા વાલ જેટલી દિવસમાં ત્રણ વખત લેવી.

**સહાયકારી ઇલાજો**–શરીરે મલમ વિગેરે લગાડવાની જરૂર નથી. હમેશાં સાબુ લગાડીને નાહીને શરીર સાફ

રાખવું, ઘણીજ ચળ આવતી હોય તો ઉના પાણીએ ના-હાવાથી ચળ નરમ પડશે. કેટલીક વખતે થંડા પાણીનાં પોતાં ચળ આવે તે ભાગ ઉપર મૂકવાથી ફાયદો થાય છે. ચળ આવતી હોય તે વખતે શરીર ખંજવાળવું નહીં. ખુલ્લી હવામાં સારી પેઠે વ્યાયામ (ફરવું) કરવો. ગરમ મસાલાવાળી ચીજો તથા ગળપણ બીલકુલ ખાવું નહીં. જમવા ખાવાનો નિયમ રાખવો. સફાઇ રાખવી અને તે ઘણીજ જરૂરની છે. શરીરે ખસના ફોલ્લા વિગેરે ઘણું કરી મેલા રેહેનાર લોકોમાંજ વધારે જોવામાં આવે છે.

(Boil) ગુમડું-શું છે એ સૌ કોઇ જાણુતાજ હશે. પ્રથમ રાઇના દાણા જેવડી ફોલ્લી ઉપડી આવી તેને ફરતી જગ્યો રાતી થઇ કઠણ થાય છે. બે, ત્રણ અથવા ચાર દિવસમાં તે પાકી ફુટી જઇ અંદરથી બી નિકળે છે ને ત્યાર પછી ગુમડું બેસી જાય છે.

**કારણો**-મૂખ્ય કારણ અતિ ઉંચો ખોરાક, તેમજ ઉનાળાની ગરમી અને અજીરણ, ઉજાગરા, અને ખાવાનું પેટભર ન મળવું એ વિગેરે ગુમડાં થવાનાં કારણો છે.

**ચિકિત્સા**-(Bell³ˣ)બેલાડોના-ગુમડાને વાસ્તે આ દવા ઘણીજ અકસીર છે. ગુમડું પાક ઉપર આવવા પ-હેલાં તેનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં દિવસમાં ત્રણ અથવા ચાર વખત.

(Hepar-Sulph³ˣ)હીપારસલ્ફ-ગુમડું પાક ઉપર આવી તેમાં લબકારા માર્યા જેવું દરદ થતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ અડધો વાલ દિવસમાં ત્રણ વખત.

(Silicea[6])સાઇલીસીયા—જુના ગુમડા ઉપર આ દવા સારી રીતે લાગું પડે છે. પ્રમાણ અર્ધ વાલ દિવસમાં ત્રણ વખત.

(Sulph[3])સલ્ફર—ગુમડાં મટયા પછી આ દવા થોડા દિવસ લીધાથી ગુમડાં થતાં બંધ થઈ જશે.

**સહાયકારી ઈલાજો**—ગુમડું પાક ઉપર આવે ત્યારે તેના ઉપર અલસીની અથવા ઘઉંના લોટની પોટીસ મૂકવી. પોટીસ ઉંની હોય ત્યાંસુધી રાખવી અને વારંવાર બદલવી. ગુમડાં થવાનું કારણ માલમ પડે તો તે દૂર કરવું. ગરમ ચીજો, જૂદી જૂદી જાતનાં પકવાન્નો તથા મીઠાઇ વિગેરે ખાવી નહીં. હલકો ખોરાક, થંડા પાણીએ નહાવું તથા ખુલ્લી હવામાં વ્યાયામ કરવો અને જરૂર જણાય તો હવા ફેર કરવી.

## PALPITATION OF THE HEART.

## છાતીનો ધબકારો.

તનદુરસ્ત હાલતમાં છાતીમાં હૃદયનો ધબકારો થયા કરે છે તે આપણા જાણવામાં આવતું નથી. પણ જ્યારે કોઇ કારણથી તે ધબકારો વધારે જોરથી ચાલે છે અને તેનાથી આપણને ચેન પડતું નથી ત્યારે તેના ઉપર આપણું ધ્યાન ખેંચાય છે.

**કારણો**—દૂરનું કારણ ઘણું કરી ઉતાવળી તબીયત, હીસ્ટિરીયાનું દરદ, શરીરમાં લોહીનો વધારો તથા હૃદયના રોગો વિગેરે હોય છે. તાત્કાલીક કારણો, અતિશય હર્ષ અથવા શોક, અથવા બીજા મનોવિકારો, શરીરની જુસા-

બંધ કસરત, કાફી, ચા અને દારૂ વિગેરેનો અતિશય ઉપયોગ, ઘણો શ્રાવ તથા અટકાવ આવવા સંબંધી રોગો વિગેરે હોય છે.

**ચિકિત્સા**—નીચે લખેલી દવાઓ સાધારણ કેસોમાં વાપરવા જેવી છે. બનતાં સુધી આ દરદમાં ડાકતરની સલાહ લઇને ઉપાયો કરવા.

(Acon[3x]) એકોનાઈટ—ગુસ્સાથી અને ફિકરથી ધબકારો ઉપડયો હોય, હાથ પગમાં ખાલી ચડતી હોય અને તે ઠંડા લાગતા હોય, અને જલદીથી શરીર રહી જશે એવો ભાસ થતો હોય, મોઢું રાતું થયું હોય અને શ્વાસ ઉતાવળો ચાલતો હોય ત્યારે આ દવા દર કલાકે બે ટીપાં થોડા પાણીમાં નાંખીને આપવી.

(Gels[3]) જલ્સીમીયંમ—વાયુના જોરથી ધબકારો ઉપડયો હોય તો આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત.

(Spig[3]) સ્પાયજીલીયા—ધબકારા સાથે છાતીમાં દુખાવો થતો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં.

(Ignatia[3x]) ઇગનીશીયા—હીસ્ટિરીઆના દરદથી અથવા દીલગીરીથી ધબકારો ઉપડયો હોય તો આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દિવસમાં ચાર વખત.

(Coffæa[3x]) કાફીયા—નિંદ્રા ન આવતી હોય અને કોઇ કારણથી એકદમ મનમાં ખુશી પેદા થવાથી દરદ ઉપડયું હોય તો આ દવા આપવી.

જયારે ધબકારાનું જોર વધારે હોય તેટલો વખત

સુધી ઉપર લખેલી બધી દવાઓ દર પંદર અથવા વીશ મિનિટે આપવી અને જેમ દરદનું જોર નરમ પડે તેમ કલાકે બે કલાકે અથવા દિવસમાં ત્રણ વખત આપવી. જે કારણથી છાતીમાં ધબકારો થતો હોય તે કારણ દૂર કરવું. ખુલ્લી હવામાં રહેવું, પીવામાં તથા નહાવામાં ઠંડું પાણી વાપરવું, માફક જમવું તથા માફક ફરવું અને મન ઉપર કોઇ રીતે એકદમ જુસ્સો ન થાય તેવી રીતે રહેવું.

## HŒMORRHAGES–રક્તશ્રાવ.

રકતશ્રાવ એટલે શરીરમાં જે નસો છે તેમાંથી લોહીનું નિકળવું એને કહે છે. પછી તે લોહી બાહાર દેખવામાં આવે અથવા શરીરની અંદર કોઇપણ ઠેકાણે હોય. દેખવામાં આવે તેને બાહ્ય શ્રાવ કહે છે. અને જોવામાં ન આવે તેને અંતરગત શ્રાવ કહે છે. એકી વખતે ઘણો તથા લાંબો વખત ચાલે એવો લોહીનો શ્રાવ ભય ભરેલો છે. ને તેનાથી ધાસ્તીકારક પરિણામ થવાનો સંભવ છે. માટે એવી વખતે ઘરગુતી દવાઓ ઉપર બેસી ન રહેતાં યોગ્ય ડાકટરની સલાહ લઇ ચાંપતા ઇલાજો લેવા જોઇએ. લોહીનો શ્રાવ ઘણી વખતે અકસ્માત એકાએક થઇ આવે છે માટે પાસે ડાકતર હાજર ન હોય અથવા ડાકટરને આવી પહોંચતાં સુધી શું ઉપાયો કરવા તે ટુંકામાં નીચે લખ્યા છે. અકસ્માત એકદમ લોહીનો ઘણો શ્રાવ થવાનું કારણ કેટલીક વખતે શરીરના બંધારણ ઉપર હોય છે. જેને ઇંગ્રેજીમાં, હેમેરેજીક ડાયાથેસીસ, કહે છે (Hœmorrhagic Diathesis) એટલે સેહેજ

વાગ્યું હોય તો તેમાંથી લોહી નીકળતું શરૂ થઈ કોઇ રીતે બંધ થાય નહીં.

બીજી કેટલીક વખતે શરીરની અંદરની ઇંદ્રિઓની નસો ફાટી ઉલટીથી અથવા ઉધરસથી લોહી નિકળે છે. કેટલીક વખતે ઝાડાને રસ્તે લોહીનો એવીજ રીતે શ્રાવ થાય છે. અંદરની ઇંદ્રિઓની નસો ફાટી લોહીનો શ્રાવ થાય અને તે નિકળવાને મોઢું, નાક તથા ગુદા વિગેરે રસ્તાઓ હોય તો તે આપણા જાણવામાં આવે છે. પણ કેટલીક વખતે શ્રાવ થએલા લોહીને બહાર નિકળવાના રસ્તા ન હોય તો અંદરજ ફેલાઇને રહે છે. અને જ્યારે લોહીનો શ્રાવ અંદરના ભાગમાં ઘણો થયો હોય ત્યારે ફક્ત તેનાં પરિણામોથી થતાં લક્ષણોથીજ તે જાણવામાં આવે છે. મૂખ્ય દવાઓ નીચે લખેલી છે.

**ચિકિત્સા**–(Acon[3x]) એકોનાઇટ–જ્યારે ચહેરો ઉભરાયલા જેવો લાગે, છાતીનાં ધબકારો થતો હોય, અને લોહીના શ્રાવથી દરદી ઘણો ભયભિત થયો હોય, શરીર ટાઢથી ધ્રૂજતું હોય, નાડી ઉતાવળી ચાલતી હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર પંદર અથવા વીશ મિનિટે આપવાં.

(Arnica[3x]) અર્નિકા–વાગવાથી, પડી જવાથી, અથવા ઘણી અંગ મહેનતથી લોહી નિકળતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં.

(Ipecac[3x]) ઇપીકેક–લોહીની ઉલટી થતી હોય, અથવા ઉધરસ આવી તેમાં લોહી પડતું હોય, અથવા અટકાવ આવી ઘણું લોહી જતું હોય, તેની સાથે ચકરો

ફીકકો પડયો હોય, અને ઉલટી થયાં જેવું થતું હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દરદના જોર પ્રમાણે દર પંદર અથવા વીશ મિનિટે અથવા એક અથવા બે કલાકે આપવાં.

(Ham[1x]) હામામેલીસ-ગુદદ્વારાએ અથવા યોનીદ્વારાએ મલ ગુગળા લોહીનો જરાજરા શ્રાવ થતો હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં દર પંદર મિનિટે અથવા દિવસમાં છ વખત આપવાં.

(China[3x]) ચાઇના-દર કોઇ કારણથી શરીરમાંથી લોહીનો શ્રાવ થઇ નબળાઇ પેદા થઈ હોય, તે ઉપર આ દવા ઘણીજ સારી અસર કરે છે. દરદીને વારે ઘડીએ મોઢામાં લોહીનો સ્વાદ આવે છે. શરીરે ધ્રુજ, ચકરી, નાડી ધીમી, હાથ પગ ઠંડા એવાં લક્ષણો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બે ટીપાં દરદના જોર પ્રમાણે દર કલાકે અથવા દિવસમાં ચાર વખત આપવાં.

(Ars[3]) આરસીનીક-શ્વાસ લેવાને ઘણીજ મૂસકેલી પડતી હોય, છાતીનો ધબકારો ઘણોજ ચાલતો હોય, દરદીના ચહેરા ઉપર દુ:ખ પ્રદર્શિત થતું હોય, શરીરે બલતરા થઈ વારે ઘડીએ પાણીની તરસ લાગતી હોય, અને નાડી ઘણીજ ઝીણી તથા ઉતાવળી ચાલતી હોય, ત્યારે આ દવા અડધાવાલ જેટલી દર વીશ મિનિટે આપવી.

**સહાયકારી ઈલાજો**-દરદીને પથારી ઉપર સુવાડવો, અને તેનું માથું તથા ખભા ઉંચા રાખવા, અને શરીર ઉપર કોઈબી સખત લુગડું અથવા કપડું પેહેર્યું હોય તે ઉતારી નાંખવું, અને દરદીને ઝાઝું બોલાવું નહીં,

ચાલવા દેવું નહીં, તેની પાસે બીજા લોકોએ ઘેરાઇને બેસવું નહીં. અને તેને વારે ઘડીએ બોલાવવો નહીં. ઓરડીમાં હવા સારી રીતે આવવા દેવી. જોઇએ તો જરા જરા થંડું પાણી અથવા બરફના કટકા ચૂસવાને વાસ્તે આપવા. લોહી નિકળવાથી દરદી બેશુધ્ધ થઇ જાય તો તે વિષે ધાસ્તી રાખવી નહીં. કારણ બેશુધ્ધ થઇ જવાથી નિકળતું લોહી બંધ થવાને કુદરતી મદદ મળે છે. લોહી બંધ થયા પછી દરદીને શાંત રાખવો. અને તેને ખાવાને વાસ્તે હલકો ખોરાક આપવો. અને હળવે હળવે તેની તબીયત સુધરે તે પ્રમાણે વધારે ખાવાને આપવું. કેટલીક વખતે સ્ત્રીઓનો અટકાવ બંધ થઈ તેના બદલામાં દર મહિને ઉલટીથી અથવા નશકોરી ફૂટી લોહી નીકળે છે. લોહી નિકળતી વખતે ધાસ્તી જેવું લાગે છે પણ એવી રીતે અટકાવ બંધ થઇ દર મહિને શરીરના બીજા માર્ગે લોહી નિકળે તો કોઇ રીતે ધાસ્તી રાખવા જેવું નથી. ફરી પાછો અટકાવ આવવો શરૂ થાય તે વાસ્તે ઈલાજો કરવા.

## BLEEDING FROM THE URINARY ORGANS પેશાબને રસ્તે લોહીનો શ્રાવ.

પેશાબને રસ્તે લોહીનો શ્રાવ થાય છે. તે મૂત્ર પીંડમાંથી આવે છે. અથવા મૂત્રાશયમાંથી આવે છે, અથવા પેશાબની નળીમાંથી આવે છે. ૧લાનાં કારણો મૂત્ર પીંડમાં પથરી અથવા કેડ ઉપર સખત માર, અને સન્નિપાત જાતના જવર. મૂત્રાશયમાંથી અથવા પેશાબની નળીમાંથી લોહીનો શ્રાવ થતો હોય તેનું કારણ અંદરના

ભાગમાં જખમ, ગાંઠ, સળીનો ઉપયોગ, અને પેડુ ઉપર સખત માર એ વિગેરે હોય છે.

**ચિકિત્સા**–(Cantharis$^{3x}$) કેન્થેરીસ–પેશાબને રસ્તે ટીપે ટીપે લોહી નીકળતું હોય અને તે રાતાજ રંગનું હોય અથવા કેટલીક વખતે પેશાબની સાથે મળેલું હોય, પેશાબ કરતી વખતે બળતું હોય અથવા રહી રહીને વેદના થતી હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર બે કલાકે આપવાં

(Arnica$^{3x}$)અર્નીકા–માર વાગવાથી, અને ઘણું બળ કરવાથી લોહી નિકળતું હોય ત્યારે આ દવાનાં બે ટીપાં દિવસમાં ચાર વખત આપવાં.

**સહાયકારી ઈલાજો**–દરદીને સુવાડી રાખવો અને તેને પીવાને વાસ્તે ગુંદરનું પાણી અથવા બારલીનું પાણી કરીને આપવું. પેડુ ઉપર થંડા પાણીની પટી મૂકવી. કેડમાં દુખાવો થઇને લોહી નિકળતું હોય તો કેડ ઉપર થંડા પાણીની પટી મૂકવી. કારણ જાણ્યાથી તે દૂર કરવાના ઇલાજો કરવા એટલે વારે ઘડીએ લોહીનો શ્રાવ થતો બંધ થઇ જશે.

## BLEEDING FROM THE WOMB

## ગર્ભાશયમાંથી લોહીનો શ્રાવ.

ગર્ભાશયમાંથી લોહીનો શ્રાવ ઘણાં કારણોથી થાય છે. તે કારણો એટલાં ગુંચવણ ભરેલાં છે કે તે સાધારણ માણસને સમજવાં મૂસ્કેલ થઇ પડે છે. તે બધાંનું વર્ણન કરતાં એક નાનું સરખું પૂસ્તક થઇ પડશે. લોહીનો શ્રાવ એ કાંઇ દરદ નથી પણ જૂદા જૂદા દરદોનું એક લક્ષણ

છે. અહીંઆં વધારે ન લખતાં ફક્ત જરૂરને વખતે લોહી બંધ થવાના શું ઉપાયો લેવા તે નીચે લખ્યા છે.

**ચિકિત્સા**–(Acon) એકોનાઇટ–શ્રાવની શરૂઆતમાં જ્યારે દરદી ઘણોજ ગભરાયેલો હોય, તેની છાતીમાં ધબકારો થતો હોય, અને શરીરમાં લોહી ઘણું હોય ત્યારે આ દવાનાં બે ટીપાં દર કલાકે આપવાં.

(Ipecac[3x]) એપીકેક–રાતા રંગનું લોહી નિકળતું હોય, વારે ઘડીએ ઉલટી આવ્યા જેવું થતું હોય ત્યારે આ દવાનાં બે ટીપાં થોડા પાણીમાં નાંખી દર કલાકે આપવાં.

(Ham[1x]) હંમામેલીસ–પેડુમાં દરદ થયા વિના મલ ગુગલું લોહી એક સરખું નિકળતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો. પ્રમાણ બે ટીપાં દર કલાકે.

(China[3x]) ચાયના–પેડુમાં કાંઇપણ દુખ્યાવિના લોહીનો શ્રાવ થતો હોય, દરદી ઘણોજ અશકત થઇ ગયો હોય, તેનો ચહેરો ફીક્કો દેખાતો હોય અને તેની નાડી નબળી પડી ગઇ હોય, તેમજ ઘણું લોહી જવાથી દરદી અશક્ત થઈ ગયો હોય ત્યારે આ દવા આપવી. પ્રમાણ બબે ટીપાં દિવસમાં છ વખત.

(Secale[3]) સીકેલ–પેડુમાં દુખાવો થઇ કાળા રંગના લોહીનો શ્રાવ થતો હોય, અને તેને ઘણીજ દુર્ગંધ મારતી હોય, અને દરદી ફરવા હરવાથી લોહી વધારે નિકળતું હોય, મોઢાનો ચેહેરો ફીક્કો થઇ ગયો હોય, હાથ પગ ઠંડા લાગતા હોય અને દરદી ઘણોજ અશક્ત થયો હોય ત્યારે આ દવાનાં બબે ટીપાં દર કલાકે આપવાં

બીજી દવાઓ જેમકે સબાઇના, ક્રોકસ, મીલીફોલી-યમ વિગેરે છે, તે પણ અજમાવી જોવી.

**સહાયકારી ઈલાજો**–દરદીએ પથારી ઉપર સૂઈ રહેવું, અને કમરનો ભાગ ખભા કરતાં ઉંચો રાખવો. અને પથારીમાં પણ બનતાં સુધી ફરવું હરવું નહીં. દરદીએ પોતાનું મન શાંત રાખવું. તેની પાસે ગડબડાટ કરવો નહીં. લોહી ઘણુંજ નિકળતું હોય તો પેડુ ઉપર બરફ લગાડવો. અને તેના નાના નાના કકડા યોનીમાં મૂકવા. દરદીને ખોરાક હલકો આપવો. દાકતર આવી પહોંચ્યા પછી તેની સલાહ પ્રમાણે ઈલાજો જારી રાખવા.

